અખંડ બાળ બ્રહ્મચારી

# ભીષ્મ પિતામહ.

લખનાર

**ચત્રભુજ ભીમજી ત્રિવેદી,**

સરપદડવાળા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

કરાચી:

"મનોહર" પ્રિન્ટિંગ પ્રેસમાં

નરભેશંકર જગજીવન દવેએ છાપ્યું.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કિમ્મત રૂ. ૧-૦-૦.

અખંડ બાળ બ્રહ્મચારી

# ભીષ્મ પિતામહ.


લખનાર

ચત્રભુજ ભીમજી ત્રિવેદી,

સરપદડવાળા.



આવૃત્તિ ૧લી. પ્રત ૧૦૦૦

કરાચી:

☞ "મનોહર" પ્રિન્ટિંગ પ્રેસમાં

નરભેશંકર જગજીવન દવેએ છાપ્યું.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કિંમત રૂ. ૧-૦-૦.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.





આજ કાલ પુસ્તકો લખનારની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી જોવામાં આવે છે. મને પણ પુસ્તક લખવાનો શોખ થયો અને એ સંબંધી મારા વિચાર મારા મિત્રોને જણાવતાં કેટલાકોએ અનુમતી આપી અને કેટલાકોએ માર્મિક શબ્દોમાં કંઇક હાસ્ય સુદ્ધાં કર્યું પણ તેને મેં ઉત્તેજનારૂપ માની લેઇ પુસ્તક લખવાનો નિશ્ચય કર્યો. છતાં મારામાં એટલી શક્તિ નહોતી કે લોકોની રૂચિના સાગર તરંગને સબળ રીતે ઝીલી શકું. જો ઝાડનાં પત્રો, આકાશના તારા અને માથાના વાળ ગણી શકાય તોજ લોકોની વિવિધ રૂચિનો પાર પામી શકાય. કેટલાક શૃંગારિક તો કેટલાક સંસારિક અને કેટલાક ડીટેક્ટિવ તો કેટલાક ચમત્કારિક કે નીતિ ભક્તિની વાર્તાઓ પર અભિરૂચિ ધરાવે છે, ત્યારે મારે હવે કયો વિષય લખવો, કયો વિષય લોકોને રૂચિકર થશે એવા અનેક વિચાર તરંગોમાં હું ડુબતો અને નીકળતો છતાં હું મારા નિશ્ચયથી ડગ્યો નહિ. નાટકો અને નૉવેલોમાં પહેલાં ઇતિહાસની પ્રધાનતા હતી અને હાલમાં ધર્મની પ્રધાનતા જોવામાં આવે છે. એ પરથી મને જણાયું કે અન્ય કથાઓ કરતાં નીતિ ભક્તિનાં પુસ્તકો પર લોકોની રૂચિ વિશેષ પ્રકટેલી છે. સતપુરુષોનાં ચરિત્રો બીજી નવલ કથાઓ કરતાં વિશેષ બોધ આપી શકે છે એ નિઃસંદેહ છે.

મહાભારત વાંચવાનો મને મૂળથીજ શોખ હતો અને એથી એ મહાભારતમાંનાજ કોઇ વીર પુરુષનું ચરિત્ર લખવાનો વિચાર કરી

તેમના આધારે આ મહાપુરુષ ભીષ્મનું કર્તવ્ય પરાયણતાના ઉત્કૃષ્ટ નમુના રૂપ ચરિત્ર મારી સ્વલ્પ બુદ્ધિ તર્થા બનતા પરિશ્રમે લખી મેં વાચક વર્ગની સેવામાં મૂકયું છે તેનો યોગ્ય સત્કાર થવો યા ન થવો તે ઇશ્વરાધીન છે.

પુસ્તક લખવાનો આ મારો પહેલોજ પ્રયાસ છે અને તેથી આ પુસ્તક જોઇયે તેવી શુદ્ધ રીતે કદાચિત લખાયેલું નહિ હોય તોપણ મેં મારી લખવાની ફરજ બનતા પ્રયત્ને યથાશક્તિ બજાવી છે અને જે જે વિષયનાં ચિત્રો આળેખવાં ઉચિત લાગ્યાં છે તે તે આળેખ્યાં છે. વાચંકો તેમાં રહેલી ખામીઓ દરગુજર કરી સારસાર ગ્રહણ કરી પોતાના અંતઃકરણને તે તરફ વાળશે તો મારા પ્રયત્નને હું સફળ થયેલો માનીશ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ભુજના રહીશ શેઠ ધનજી કરમશી રંગવાળા તથા શેઠ લવજી દેવશી દુધવાળાએ ઘણી સારી મદદ આપી છે તેથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું મુખ્ય માન તેમનેજ છે.

સ્વર્ગવાસી શેઠ ગોકલદાસ આસુઆણીના સુપુત્રો શેઠ મેઘજી ગોકલદાસ અને પરમાનંદ ગોકલદાસનો પણ આ પુસ્તક પ્રકટ કરાવવામાં મોટો મદદગાર હાથ છે અને પોતાના પિતાને પગલે ચાલી મારા તરફ અત્યંત પ્રીતિભાવની લાગણી રાખે છે તે માટે હું તેમનો માન સાથે ઉપકાર માનવાની આ તક જવા દઇ શકતો નથી.

પ્રુફ વગેરે સુધારવામાં રા. રા. હરીલાલ કુબેરજી ત્રિવેદી અને નારણજી જગજીવન દવે એઓએ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી મને મદદ આપી છે તેમનો પણ આ સ્થળે હું આભાર માનું છું. પ્રભુ મારા આશ્રયદાતાઓને દીર્ઘાયુષી બનાવી સદ્બુદ્ધિ આપો. તથાસ્તુ.

લી. કર્તા.

# અર્પણ પત્રિકા.

**સ્વર્ગવાસી શેઠ ગોકલદાસ આસુઆણીના કીર્તિ સ્મરણાર્થે તેમના અમર આત્મા પ્રતિ.**

આપની ધર્મ પરાયણ વૃત્તિ સુવિખ્યાત હતી અને હજુ પણ છે. આપ વિદ્યાનંદી હતા, જ્ઞાનામૃત જિજ્ઞાસુઓને ઉત્તેજન આપી પોતાને કૃતાર્થ થયેલા માનતા હતા; આપના અધિકાર તળેની મારી નોકરીના માત્ર ટુંક સમયમાં પણ આપે મારા પર જે પ્રેમ દર્શાવ્યો હતો તેને હું કદાપી વિસરી જઇ શકું તેમ નથીજ; આપના જીવનકાળમાં આપના તે સદ્ગુણો અને મારા ઉપરના અતુલ ઉપકારોથી આકર્ષાયા છતાં તે પ્રમાણે વર્તીને ખુલી રીતે કૃતજ્ઞતા દર્શાવવાને ભાગ્યશાળી થવાની તક મને મળી શકી નહોતી પરંતુ અદ્યાપિ પર્યંત આપના તરફની મારી પ્રેમની ઉર્મીઓ ચાલુ રહેતાં આપના સ્વર્ગવાસ પછી પણ આ પુસ્તક અર્પણ કરવાનો આ પ્રસંગ પ્રાપ્ત થતાં કૃતાર્થ થઇ સંતોષ પામું છું. પ્રભુ આપના આત્માને શાન્તિ આપો.

લી. આપનું આત્મશ્રેય ઇચ્છનાર

ચત્રભુજ ભીમજી ત્રિવેદી—કર્તા.

# અખંડ બાલબ્રહ્મચારી ભીષ્મપિતામહ

## પ્રકરણ ૧ લું.

---

### મત્સ્યગંધા.

અયોધ્યા નગરીમાં પૂર્વે હસ્તસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજા, ક્ષત્રિયોના સર્વ ધર્મોથી પરિપૂર્ણ સુજ્ઞાત હતો; ઘણાં વર્ષોથી તેનું રાજ્ય એક સરખી રીતે, વૃદ્ધિગત થતું ચાલ્યું જતું હતું. પોતે રાજ્યાસન પર અભિષિક્ત થયા પછી, તેણે બીજા અનેક રાજાઓને જીતી, સ્વરાજ્યને મોટા વિસ્તારવાળું કીધું હતું. વળી એકા વખતે સૌ રાજાઓને તેણે જીતેલા હોવાથી અને ઉત્તરોત્તર બીજાં પણ અનેક અદ્‌ભુત પરાક્રમો કરેલાં હોવાથી તેની સામે ચું કે ચાં કરવાની કોઇ રાજાની હિમ્મત ચાલતી નહોતી; તે રાજ્યની પ્રજા શાંતિનું કેવળ નિષ્કંટક સુખ ભોગવતી હતી; પરસ્પર સર્વ વાતે નિરંતર સુખી રહેતી, રાજ્યમાં કોઇપણ જાતની અનીતિ નહોતી; ચોર, લૂટારા, દગાખોર, હરામી, અધર્મી, વગેરે પાપાત્માનું નામ પણ નહોતું. પ્રજાને હસ્તસેન પોતાની સંતતિજ સમજતો હતો. તેની રાણીનું નામ સુશીલા હતું; તે પતિ પરાયણ સતી પોતાના પતિનેજ ઇશ્વર રૂપ ગણતી હતી. ટુંકામાં સતીત્વનાં તમામ લક્ષણો આ સદ્‌ગુણી સુશીલામાં હતાં; એમ કહેવામાં કાંઇપણ અતિશયોક્તિ ગણાશે નહિ. આ રાજા સર્વ વાતે સુખી હતો; માત્ર એક સંતાનનુંજ સુખ નહોતું. આથી હસ્તસેન હમેશાં દિલગીર રહેતો; સુશીલા તેમનું સાન્ત્વન કરતી. એક દિવસે ઋષિઓમાં શ્રેષ્ઠ

એવા મહાન્ ઋષિ નારદજી તેમની રાજસભામાં પધાર્યા. મહર્ષિએ હસ્તસેનના દુઃખનું કારણ જાણી લઇને કહ્યું, કે રાજન્! તારા ભવિષ્યમાં સંતાનનું સુખ નથી; છતાં પણ તપનું બળ મોટું છે, મારી આજ્ઞાથી તું સદાશિવનું વરદાન મેળવવા તપોવનમાં જા, અવશ્ય તને તપનું ફળ મળશે; આટલું કહી મુનિ અંતર્ધ્યાન થયા. રાજાએ તપશ્ચર્યા કરવા જવાનો નિશ્ચય પોતાની સ્ત્રી સુશીલાને જણાવ્યો. સદ્ગુણી સુશીલા આ સાંભળી ઘણીજ દીલગીર થઇ, પરંતુ હિમ્મત હારી ન જતાં સ્વામી સાથે જવા તૈયાર થઇ; ત્યારે હસ્તસેને આજ્ઞા કરી કે, તમારે અયોધ્યામાંજ રહેવું અને પ્રજાનું પાલન કરવું. પતિની આજ્ઞાનું ઉલ્લંઘન સુશીલાથી કેમ થાય? પતિની પાદુકાનું સેવન કરી, દિવસો ગાળવાનો નિશ્ચય કરી પતિને ખુશીથી તેણીએ રજા આપી. બીજેજ દિવસે હસ્તસેન અઘોર અરણ્યમાં આવી ચડયો અને ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો.

હસ્તસેન જ્યાં તપ કરી રહ્યો હતો તેની બાજુમાં એક વટવૃક્ષ હતું; તેના પર એક ગરુડ પક્ષી પોતાની સ્ત્રીસહ રહેતો હતો. એક દિવસે મધ્યરાત્રિને સમયે ગરુડે પોતાની સ્ત્રીને સંબોધીને કહ્યું, પ્રિયા, આજની રાત્રિ એવી છે કે, કોઇપણ મનુષ્ય પોતાની સ્ત્રીને ઋતુદાન આપે, તો તેને મહાન્ પરાક્રમી પુત્ર ઉત્પન્ન થાય. આ શબ્દો વાયુવેગે રાજા હસ્તસેનના કર્ણદ્વારમાં અથડાયા, તરતજ રાજા જાગ્રત થયો; અને વિચાર કરવા લાગ્યો કે અહો! આ હું શું સાંભળું છું? શું ગરુડનું કહેવું સત્ય હશે? અરે! હું કેવો અભાગી! સુશીલાએ તો મને તે વખતેજ સાથે આવવા કહ્યું હતું પરંતુ મ્હેંજ તેણીને અટકાવી. હવે હું સુશીલાને શી રીતે મળુ? અભાગી હસ્તસેન! જો તેં સુશીલાનું કહેવું માની તેણીને

સાથે લીધી હોત તો તારી આ દશા થાત નહિ! આ રીતે રાજા ઘણોજ દિલગીર થયો; નિરાશાથી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં; આ વખતે તેને સુશીલા યાદ આવી. તે જાણે તેની સામે ઉભી રહી "સ્વામી આ શું કરો છો? અરે! આ દુઃખમય સંસારમાં વ્યર્થ સુખની આશા કેમ રાખો છો? આપણા ભવિષ્યમાં સંતતિજ નથી" એમ કહેતી હોય એવો તેને ભાસ થયો. થોડીજ વારમાં એ સઘળું અદૃશ્ય થઇ ગયું. આ દેખાવથી રાજા ચમક્યો, કંપ્યો, રોમાંચ ખડાં થયાં; રોમે રોમ કામ વ્યાપી રહ્યો; સુશીલા? અહો સુશીલા અહીંયાંજ છે? આવો, આવો, પ્રિયે! આમ સંતાકુકડી કરવાથી તમને શો લાભ છે? જુઓ, સાંભળો, ગરુડ પોતાની સ્ત્રીને શું કહે છે? સુશીલાને સંતાયેલી સમજી પ્રેમઘેલછામાં હસ્તસેન આમ તેમ ફરવા લાગ્યો. અત્યારે તે એવો તો મોહવશ થયેલો હતો કે પોતાની જાત-ભાત કે દેહનું ભાન નહોતું. તે તો સુશીલાનીજ શોધમાં ગાંડા માફક ફરતો હતો. અચાનક તે વટવૃક્ષની સાથે અથડાતાં મુર્છાવશ થઇ ધરણી પર ઢળી પડ્યો અને તેની સાથે તેનું વીર્ય પણ સ્ખલિત થઈ ગયું.

ઇશ્વરની અકળ કળા છે. ઇશ્વરની કળાનો પાર કોઇ પામી શકયુંજ નથી ખરી પડેલા વટવૃક્ષના પત્ર પર સ્ખલિત થયેલું વીર્ય એક જબરા વંટોળ સાથે ઉડી સરયુમાં જઈ પડયું.

આ વખતે એક માછલી પાણી પર ફરતી હતી; તે પ્રવાહમાં કાંઇ ભક્ષ પડેલો ધારી તે તણાતા પદાર્થ ભણી ગઇ, અને તેને ગળી ગઇ. તે દિવસથી તે માછલીને ગર્ભ રહ્યો. દિન પ્રતિદિન ગર્ભ વધવા લાગ્યો. જ્યારે સાતેક મહિનાનો ગર્ભ થયો, ત્યારે માછલીમાં હાલવા

ચાલવાની શક્તિ બીલકુલ ન રહી. પાણીનો વેગ એજ એની ચાલ હતી. પાણીનો વેગ તેને જ્યાં ઘસડી જતો ત્યાં તે ઘસડાતી; તેનામાં પોતાની કુદરતી શક્તિ બીલકુલ કમતી થઇ ગઇ હતી. ખરેખર! જે જેને માટે નિર્માણ છે તે તેનેજ મળે છે.

થોડીવારે રાજા શુદ્ધિમાં આવ્યો ત્યારેજ તેને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો. તે પોતાના મન સાથેજ કહેવા લાગ્યો, અહો! આ મે શું કર્યું? સુશીલા આ વખતે અહીં કયાંથી હોય? મને ખોટો ભ્રમ થયો. અરે! આ સઘળું શા માટે? માત્ર સંતતિને માટેજ! પણ તે તો મારા ભવિષ્યમાં નથીઃ ત્યારે શરીરને નાહક કષ્ટ આપવાથી શું ફાયદો? કાંઇજ નહિ. ત્યારે શું અયોધ્યાપુરીમાં જાઉં? ના, ના. ત્યાં જઇ શું કરૂં? રાજ્યની મને ઇચ્છા નથી; સ્ત્રીની તૃષ્ણા નથી. એવા અલ્પ સુખની ઇચ્છાનું તો આ પરિણામ છે. હવે તો આ દેહ શંકરનેજ અર્પણ કરી અક્ષય સુખની પ્રાપ્તિ કરીશ. આ પ્રમાણે નિશ્ચય કરી રાજા પોતાની પર્ણકુટિ પાસેના શિવાલય નજીક આવી પહોંચ્યો; અને કમળપુજાથી શિવલિંગ પર પોતાના રૂધીરની આહુતિઓ આપવા લાગ્યો. આથી શંકર પ્રસન્ન થયા અને હસ્તસેનને તેમ કરતો અટકાવીને કહ્યું કે, તારા ઉગ્ર તપથી હું ઘણોજ પ્રસન્ન થયો છું માટે ઇચ્છિત વર માગી લે. રાજાએ પુત્રની ઇચ્છા બતાવી. શંકરે કહ્યું કે, તારા ભવિષ્યમાં સંતતિ નથી તો ક્યાંથી આપું? આથી રાજા નિરાશ થયો છતાં પોતાના નિશ્ચયમાં અડગ રહી રૂધીરની આહુતિઓ આપવી ચાલુજ રાખી. રાજાની આવી દ્રઢતા જોઇ શંકર બહુજ પ્રસન્ન થયા અને વરદાન આપ્યું કે, તારી ઇચ્છા સફળ થશે; તને પુત્ર પ્રાપ્તિ થશે. હવે તું તારા રાજ્યમાં જા. ત્યાં રહી મારી ભક્તિ કરજે, રાજાઓનો ધર્મ છે કે પ્રજાનું પાલન કરવું. જા તારી

રાંકડી પ્રજાનું રક્ષણ કર. આ પ્રમાણે વરદાન આપી શંકર અંતરધ્યાન થઇ ગયા.

હસ્તસેન રાજા પણ શંકરની આજ્ઞાથી અયોધ્યાપુરી જવા નીકળ્યો. કેટલેક દિવસે તે ત્યાં જઇ પહોંચ્યો અને શંકરે આપેલા વરદાનનો સમય પ્રાપ્ત થવાની રાહ જોતો પતિપરાયણ સતી સુશીલા સાથે સુખચેનમાં રહેવા લાગ્યો.

પ્રિય વાચક? હસ્તસેન રાજાને એવી સુખી અવસ્થામાં રહેવા દઇને, આપણે પેલી માછલી તરફ જરા દૃષ્ટિ લંબાવીએ. તે માછલી તણાતી, તણાતી, અયોધ્યાપુરીની નજીક આવી પહોંચી. સરયુના કિનારા પર એક ઢીમર રહેતો હતો; તેણે જાળ પાથરેલી હતી. તેમાં તે માછલી આવી ગઇ. ઢીમરે જ્યારે જાળ ઉપર ખેંચી લીધી, ત્યારે તેમાંથી એક જબરી માછલી નીકળી; તેમાં ઘણુંજ વજન હોવાથી ઢીમરનું મન લલચાયું. તે બહુજ ખુશી થયો, તેણે જાણ્યું કે આજે કાંઇક સારો લાભ થશે; રોજના કરતાં આજે કાંઇક વિશેષ પૈસા મળશે. આ પ્રમાણે હરખાતો, હરખાતો, ઢીમર પોતાને ઘેર ગયો, અને ત્યાં પોતાનાં હથિઆર વડે માછલીનું પેટ ચીર્યું, અને તેની અજાયબી વચ્ચે બીજો કાંઇ માલ નીકળવાને બદલે, મનુષ્યાકૃતિનાં બે બાળકો નીકળી આવ્યાં; બહાર નીકળતાંની સાથે તે બેઉ બાળકો રડવા લાગ્યાં. ઢીમરે બહુજ બારીકીથી તપાસ કરી, તો જણાયું કે તેમાં એક પુત્ર અને એક પુત્રી છે. ઢીમરને કાંઇપણ સંતાન નહિ હોવાથી, અને અણધાર્યાં સંતાન પ્રાપ્ત થવાથી તે ઘણોજ ખુશી થયો. ઇશ્વરનો તે ઉપકાર માનવા લાગ્યો; આનંદથી નાચવા કુદવા લાગ્યો. તે એવો તો હર્ષાવેશમાં આવી ગયો કે તેને પોતાના શરીરનું પણ ભાન ન રહ્યું. એટલામાં તેની સ્ત્રી બહાર ગયેલી હતી, તે

એકાએક આવી ચડી, અને પોતાના પતિને આમ દીવાનાની માફક ચાળા કરતો જોઇ, ગભરાઇ ગઇ. આમ થવાનું કારણ શું હશે? તેના વિચારમાં તે પુતળી સરખી બની ગઇ. પોતાના પતિને પૂછવાની તે હિમ્મત કરી શકી નહિ; બીક લાગી. પરંતુ ઢીમરની દૃષ્ટિ તેના પર પડતાંજ તેણીને પેલાં બે બાળકો બતાવીને કહ્યું, કે ઇશ્વરે આપણું વાંઝીયા મહેણું ટાળ્યું. એમ કહી માછલીના પેટમાંથી નીકળેલાં એ બન્ને બાળકો તેના હાથમાં દીધાં; અને બનેલી બીનાથી વાકેફ કીધી. ઢીમરની સ્ત્રી પણ ઘણીજ ખુશી થઇ, ઇશ્વરનો ઉપકાર માનવા લાગી. પરંતુ થોડીવારમાં તેને એક વિચાર આવ્યો, અને તે ઢીમરને કહેવા લાગી, કે આપણે આ વાત રાજાને જણાવવી જોઇએ. કારણ કે આપણે તેની પ્રજા છીએ; વળી તેમનાજ પ્રદેશમાંથી આ પ્રાપ્તિ થએલી છે, માટે તમો રાજ્યદરબારમાં જાઓ, અને રાજાને જાણ કરો. ઢીમરને પણ એ વાત રૂચી. તરતજ તે બાળકોને એક કરંડીયામાં સંભાળથી સુવાડી તેના પર એક કપડું ઢાંકીને રાજ્યદરબારમાં ગયો; અને રાજા પાસે જઇ અરજ કરી કે, મહારાજા, આ બે બાળકો મને એક માછલીના પેટમાંથી મળી આવ્યાં છે. તે આપની પાસે રજુ કરૂં છું. રાજા આ સાંભળી અજાયબીમાં પડયો, અને વિચારવા લાગ્યો કે, આ શો ચમત્કાર? જળચર પ્રાણીના ઉદરમાં મનુષ્ય બાળકો કયાંથી આવ્યાં? વધારે આશ્ચર્ય તો એ છે કે, તે હજુ જીવતાં છે. રાજાને આ વાતની ખાતરી નહિ થવાથી, અનુચરોને ઢીમરને ઘેર દોડાવ્યા; અનુચરોએ ઢીમરને ઘેર તપાસ કરી, તો માલુમ પડયું કે માછલીના પેટમાંથીજ તે બાળકો નીકળેલાં છે. તેથી રાજા પાસે આવી, જાહેર કર્યું કે ઢીમર કહે છે તે સત્ય છે. આથી રાજાની અજાયબીનો પાર રહ્યો નહિ. રાજાએ તરતજ ગામના જોશીઓ, કે

જેઓ વર્ષાસન ખાતા હતા તેઓને બોલાવ્યા. અને માછલીના પેટમાં મનુષ્ય બાળકો કેવી રીતે પોષાયાં, તેનું નિરાકરણ કરવા જણાવ્યું. જોશીઓએ ગ્રહ કુંડલી કરી, તે પરથી જણાયું કે હસ્તસેન રાજાના વીર્યથીજ ઉત્પન્ન થયેલાં આ બે બાળકો છે. પરંતુ એ રીતે સત્ય કહેવાની કોઇની હિમ્મત ચાલી નહિ. તેથી સર્વ મુંગા રહ્યા. બહુવાર થયા છતાં જોશીઓ તરફથી કાંઇપણ જવાબ નહિ મળ્યો; એટલે રાજા બહુ ગુસ્સે થયો અને બોલ્યો, કેમ કોઇ કાંઇ જવાબ આપતા નથી? આજ સુધી મારા હરામના વર્ષાસનો લઇ રાતામાતા થયા છો. અને પ્રસંગ આવે આટલું પણ તમારાથી થઇ શકતું નથી. જલદી જવાબ આપો!! નહિ તો હમણા આ શસ્ત્રથી તમો સઘળાનાં શીર ધડથી જુદાં થશે!! આથી જોશી બ્રાહ્મણો બહુ ગભરાયા, તદપિ "તમારા વીર્યથી આ બાળકો ઉત્પન્ન થયેલાં છે" એમ કહેવાની હિમ્મત ચાલી નહિ. રાજાને આથી બહુ ક્રોધ ચડયો, અને તેઓને મારવા તૈયાર થયો. એવામાં નારદમુનિ અંતરિક્ષથી જતા હતા, તે આ બનાવ જોઇ બ્રાહ્મણોની વારે ધાયા, અને તરતજ હસ્તસેન રાજાની સભામાં આવી કહેવા લાગ્યા, અરે ઓ દુષ્ટ! આ તું શું કરે છે? બ્રહ્મહત્યા કરવા બેઠો છે કે શું? જો સાંભળ, આ બ્રાહ્મણોની વતી હુંજ તને જવાબ આપું છું. આ બે બાળકો તારાજ વીર્યથી ઉત્પન્ન થયેલાં છે પણ એવું તારા મોઢા પર કહેતાં, આ બ્રાહ્મણો અચકાય છે. ધિક્કાર છે તારી રાજ્ય સ્મૃદ્ધિને! મૂર્ખ? બ્રાહ્મણો પર હાથ ઉગામતાં જરાપણ ડરતો નથી? અરે ઓ નરપિશાચ! તારા કરતાં રાક્ષસો પણ ઉત્તમ છે કે જેઓ બ્રાહ્મણોનું રક્ષણ કરે છે; માન આપે છે. મહાત્મા નારદમુનિના કોપથી રાજા અત્યંત ગભરાયો, થરથર કાંપવા લાગ્યો, ઇંદ્રિયો શિથિલ થઇ ગઇ, હાથમાંથી ખડ્ગ પડી ગયું; નારાયણ

નારદમુનિને દંડવત્ પ્રણામ કરી; પોતે કરેલા ગુન્હાની માફી ચાહી સ્તુતિ કરવા લાગ્યો. કેટલીકવારે નારદમુનિ શાન્ત થયા. તેની ચંદન પુષ્પ ઇત્યાદિથી પુજા કરી, આસન પર બેસાડ્યા અને નમ્રતાથી કહેવા લાગ્યો કે મુનીશ! આપ તો સાગર છો, ક્ષમા કરો, ક્રોધ શમાવો, મારાં ભાગ્યે મને ભૂલાવ્યો. હું અપરાધી છું; ક્ષમા કરો ક્ષમા કરો! ઇત્યાદિ અનેક પ્રકારે સ્તુતિ કરી નારદજીને પ્રસન્ન કર્યા. નારદજી શાન્ત થયા અને કહેવા લાગ્યા કે રાજન! તને ખબર છે કે વિષ્ણુ જેવા પણ બ્રાહ્મણને માન આપે છે. બ્રાહ્મણની સેવાને ઇશ્વર પોતાની સેવા તુલ્ય માને છે; માટે બ્રાહ્મણની સેવા કરવી. તને પશ્ચાતાપ થયો એજ તારા પાપનું પ્રાયશ્ચિત છે. સુખી રહો. રાજન! બોલ, કાંઇ વિશેષ જાણવાની ઇચ્છા છે?

"મુનીશ્વર! મારી શંકાનું નિવારણ થવા સારૂ એટલું પણ કૃપા કરી જણાવો, કે મારા વીર્યથી આ બાળકો શી રીતે ઉત્પન્ન થયાં?" હસ્તસેન નમ્રતાથી બોલ્યો.

નારદમુનિએ પ્રત્યુત્તર આપતાં કહ્યું કે, રાજન! મારી આજ્ઞાથી તુ તપશ્ચર્યા કરવા ગયો હતો; ત્યાં ગરુડ પક્ષીના કહેવા પર વિશ્વાસ રાખી તું પુત્ર ઇચ્છામાં મોહ પામ્યો હતો—ચિત્તભ્રમ થયો હતો અને તે વખતે તારૂં સ્ખલિત થયેલું વીર્ય પવનના જબરા ઝપાટાથી ઉડી સરયુમાં પડયું હતું. તે વીર્ય એ પકડાયેલી માછલી ગળી ગઇ હતી તેના ગર્ભથીજ આ બે બાળકોની ઉત્પત્તિ થઇ છે. રાજન! તપનું ફળ કોઇ પણ પ્રકારે અવશ્ય મળે છે તેની તને ખાત્રી થઇ?

હા, મુનિરાજ! હવે હું સઘળું સમજ્યો. મારી ભૂલ થઇ, મને ક્ષમા કરો. પરંતુ મહારાજા! મારી એક વિનતિ છે કે; આ બાળકોનો

માલિક કોણ થાય તેનો પણ આપ નિર્ણય કરતા જાઓ. કારણ કે જેવો હું છું તેવો ઢીમર પણ હકદાર છે.

ધન્ય છે રાજન્! તારૂં કહેવું યથાર્થ છે જો સાંભળ. આ પુત્ર તારા માટે નિર્માણ થયેલો છે, અને મારી આજ્ઞાથી તેનું નામ ઉલ્મુક રાખજે. અને આ પુત્રી ઢીમરને માટે નિર્માણ થએલી છે, એટલે તારે તે ઢીમરને સોંપવી. તે માછલીમાંથી ઉત્પન્ન થઇ માટે તેનું નામ મત્સ્યગંધા રાખવું, કારણ કે તેના શરીરમાંથી માછલીના જેવીજ વાસ નીકળે છે. અને કેટલીક મુદ્દત સુધી એવીજ વાસ નીકળશે. તારા વીર્યથી ઉત્પન્ન થએલી એ ઢીમરની કન્યા ભવિષ્યમાં એક મહાન્ રાજાની રાણી થશે. આટલું કહી નારદમુનિ ઇશ્વરના ગુણાનુવાદ ગાતા આકાશમાર્ગે અંતરધ્યાન થઇ ગયા; પુત્રી ઢીમરને સોંપવામાં આવી; ઢીમર ખુશી થતો થતો પોતાને ઘેર ગયો. અને રાજા હસ્તસેન પણ પોતાને પુત્ર મળવાથી ઘણોજ ખુશી થયો અને તે દિવસે ગામમાં ઉત્સવ પાળવામાં આવ્યો. સભામાં આવેલા જોશીઓને ખુબ ધન આપી, સંતુષ્ટ કરી વિદાય કર્યા. સેનાપતિ આદિ દરબારી જનો પણ કચેરી બરખાસ્ત થવાનો વખત થતાં, પોતપોતાને સ્થાનકે જવા નીકળ્યા, અને રાજા હસ્તસેન પણ પુત્રને ઉચ્છંગમાં લઇ, હર્ષવેગમાં રાજ્ય મહાલય તરફ ગયો.

થોડા સમય પહેલાં જેઓ પુત્ર શોકમાં પીડાતાં હતાં, તેજ મનુષ્યનાં હૃદય આજે પુત્ર પ્રાપ્તિ થવાથી આનંદોદધિમાં ઉછળવા લાગ્યાં છે. ધન્ય! વિધાતા ધન્ય છે!

પ્રિય વાચક! ઉલ્મુકનો આ વારતા સાથે કાંઇપણ સંબંધ નહિ હોવાથી, ઉલ્મુકને હસ્તસેનના ઉચ્છંગમાંજ રહેવા દઇને આપણે મત્સ્યગંધા તરફ વળીએ.

## પ્રકરણ ૨ જું.

---

# પારાશર અને મત્સ્યગંધા સમાગમ.

પાછલા પ્રકરણમાં બનેલા બનાવને આજે બરાબર ચૌદ વર્ષ વીતી ગયાં છે. એક દિવસે સૂર્યાસ્ત થવાથી, પશ્ચિમ દિશા તામ્રવર્ણી થયેલી હતી. ધીમેધીમે, અંધકારે જગત ઘેરી લેવા માંડયું હતું. પક્ષીઓ પોત પોતાના માળામાં આવવા લાગ્યાં. આજે પૂર્ણિમાનો દિવસ હોવાથી, ચંદ્રમા પૂર્ણ કળા સહિત ઉદય પામી પોતાનાં કિરણો ધીમેધીમે, ફેલાવતો અને વિલાસી મનુષ્યોનાં મન પ્રફુલ્લિત કરતો હતો. તેમજ સૂર્યાસ્ત પછી, જગતનાં મનુષ્યો ઉપર તેમને અંધકારથી નિર્ભય રહેવાને, આશ્વાસન આપવા શીતળ કર ફેલાવતો હોય, તેમ પોતાનાં કોમળ કિરણોને ફેલાવીને અમૃતમય શીતળતા મનુષ્યોમાં પ્રસરાવવા લાગ્યો તેવા સમયની અંદર મહાન જટાથી પોતાના શરીરને આચ્છાદિત કરેલું છે, વિભૂતિરૂપી વસ્ત્રો ધારણ કરેલાં છે, રુદ્રાક્ષરૂપી અલંકારો પોતાના દરેક અવયવોમાં પહેરેલા છે, હાથમાં કમંડલુ રહી ગયું છે, પગમાં ચાખડીઓ પહેરેલી છે, અને મુખમાંથી ઓંકાર શબ્દ નીકળી રહ્યો છે, એવા ફક્ત કૌપીન તથા ચાદર ભર, મહાન ઋષિ પારાશર પતિત પાવની ગંગા નદીને કિનારે કાંઇક વિચારમાં ઉભેલા છે. થોડીવારે જાણે સ્વપ્નમાંથી જાગ્રત થયા હોય, તેવી રીતે કાંઈ એકાએક યાદ આવવાથી તે ઉતાવળા, ઉતાવળા, કિનારા પર નજદીકની એક પર્ણકુટિ પાસે ગયા. પરંતુ તે પર્ણકુટિનાં દ્વાર અંદરથી બંધ હતાં. જોકે પર્ણકુટિના માલેકનું નામ મહર્ષિને યાદ નહિ હતું; પરંતુ તેઓને એટલું તો ચોક્સ

હતું કે, તે પર્ણકુટિના માલેકની મદદ સિવાય પોતાની ધારણા પાર પાડી શકશે નહિ. પર્ણકુટિના માલેકને બોલાવવાને મુનિએ ઘણાએ સાદ કર્યા, પણ અંદરથી કાંઇ જવાબ મળ્યો નહિ. કારણ કે તેઓ તો ક્યારનાં નિદ્રા દેવીને તાબે થયેલાં હતાં. આથી મુનિ બહુ અકળાયા, અને પર્ણકુટિનાં બારણાં બહુ જોરથી ઠોકવા લાગ્યા. મોટી મોટી બૂમો મારી સુતેલાંઓને જાગ્રત કરવાની કોશીશ કરવા લાગ્યા. આમ થવાથી સુતેલાંઓ જાગ્રત થયાં. અને ગભરાટમાં પડી જઇ, બહાર ઉભેલા મુનિને કહ્યું, અત્યારે એ કોણ છે અને અરધી રાતે શું કામ પડયું છે?

"હું એક બ્રાહ્મણ છું, અને મારે ગંગા નદીને પેલે કિનારે તપશ્ચર્યા કરવા જવું છે. પરંતુ હોડી સીવાય જઇ શકાય તેમ નથી; એટલે તું તારી હોડી મારફતે મને ત્યાં મૂકી આવ." મુનિએ જવાબ આપ્યો.

"અરધી રાત્રે ત્યાં સુધી મૂકવા આવવાનું બની શકશે નહિ." કર્કશ સ્વરે પ્રત્યુત્તર મળ્યો.

"પરમાર્થનું કામ છે; વળી તારૂં શરીર એટલું કામ કરવાથી કાંઇ ઘસાઇ જવાનું નથી" મુનિએ કહ્યું.

"પરમાર્થ કે એવું કાંઇપણ અમે સમજતાંજ નથી; ખાલી શા માટે માથું ખાય છે." અંદરથી પ્રતિધ્વની થયો.

એ રીતે ઘણી રકઝક થયા છતાં પર્ણકુટિનાં દ્વાર ખુલ્લાં થયાંજ નહિ. આથી મુનિને બહુજ ક્રોધ ચડયો અને કહ્યું કે, અરે ઓ નીચ! જો તું તારી ખુશીથી નહિ ચાલે તો હું મારા તપોબળથી તને ત્યાં લઇ જવા શક્તિવાન છું. હમણાંજ તારી પર્ણકુટિ સહિત તને ભસ્મ કરૂં છું અને તેં કરેલા અપમાનનું ફળ આપું છું! મુનિને આમ બોલતા સાંભળી

પર્ણકુટિનાં દ્વાર એકદમ ખુલ્લાં થયાં; અને અંદરથી એક મજબૂત બાંધાનો પુરુષ બહાર નીકળી આવ્યો; અને ત્યાં ઉભેલા મુનિને ધક્કો મારી આઘા ખસેડ્યા. "જોગટા! તું કોને ડરાવે છે? જા નીકળ અહીંથી." એમ કહી મુનિને બીજો પણ ધક્કો માર્યો.

મહાનઋષિ પારાશર જોકે શાન્ત પ્રકૃતિના હતા, છતાં આવા કઢંગા અપમાનથી મુનિને ઘણોજ ક્રોધ ચડ્યો. મુનિના લાલ નેત્રોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો; "ઠીક છે! હમણા હું તને મારા યોગબળનું પ્રબળ બતાવું છું." મુનિએ ક્રોધાવેશમાં કહ્યું.

એકાએક ત્યાં મોટો કડાકો થયો, અને મુનિએ પગ જમીન પર અફાળ્યો; અચાનક એક ભયંકર કૃત્યા ઉત્પન્ન થઈ. અગ્નિનો વરસાદ વરસવા લાગ્યો. બળું છું! બળું છું! ક્ષમા કરો! ક્ષમા કરો! ઇત્યાદિ ઉચ્ચારોથી પર્ણકુટિ ગાજી રહી. આ પર્ણકુટિની અંદર એક નવયૌવના, કામદેવની પ્રિયા રતિને પણ ભૂલાવે તેવી શુમારે ચૌદ વરસની કુમારિકા સુતેલી હતી. તે આ ઘોંઘાટથી એકાએક જાગ્રત થઈ, અને જુએ છે તો પોતાના પિતાને અગ્નિથી ઘેરાયેલા દીઠા. એટલુંજ નહિ, પરંતુ આખી પર્ણકુટિ અગ્નિથી સપડાઇ ગયેલી જોવામાં આવી; બાળા આ બનાવથી બહાવરી બની ગઇ. આમ થવાનું કારણ શું હશે? એજ વિચારો તેને આવવા લાગ્યા. એવામાં તેણીની નજર સામે ઉભેલા પારાશર ઋષિ પર પડી. અને તરતજ તે પામી ગઈ કે, નક્કી આ મહાત્માનું મારા પિતાએ અપમાન કરેલું છે. અને તેથીજ આ બધું થવા પામ્યું છે. હવે તેમની ક્ષમા માગ્યા સિવાય શાન્તિ થવાની નથી. એવું ધારી તે બાળા મહાન ઋષિ પારાશરના ચરણમાં પ્રણામ કરીને પિતાની વતી ક્ષમા માગવા

લાગી. પોતાના પિતાના બચાવ માટે બહુ કાલાવાલા કર્યા; મુનિને તે બાળા પર દયા ઉપજી. તરતજ મુનિની ઇચ્છાને જાણી ગયેલી કૃત્યા અદૃશ્ય થઇ ગઇ; અને સઘળું શાન્ત થઈ ગયું.

પ્રિય વાચક! તેં આ બાળાને ઓળખી હશે. તે કોઇ બીજી નહિ પરંતુ રાજા હસ્તસેનના વીર્યથી ઉત્પન્ન થયેલી માછલીના ગર્ભમાં પોષાયેલી, અને મહાત્મા નારદમુનિની કૃપાથી પ્રાપ્ત કરેલી, ઢીમર કન્યા મત્સ્યગંધા હતી. આ પર્ણકુટિ પણ એજ ઢીમરની હતી. જે યુવાન પુરુષે મહામુનિનું અપમાન કર્યું તેજ તે ઢીમર હતો. હવે જરા તારી દૃષ્ટિને આગળ લંબાવ અને હવેપછી શું બને છે તેનું અવલોકન કર.

કેટલીક વારે ઢીમર શુદ્ધિમાં આવ્યો, ત્યારે મત્સ્યગંધા તેમની પાસે ગઇ અને કેટલાંક ઉદાહરણો આપી, હવેપછી કોઇપણ મહાત્માનું અપમાન નહિ કરવા ભલામણ કરી. બહાવરા બનેલા ઢીમરે તે સઘળું કબુલ કર્યું. પરંતુ હાલ તેનામાં મુનિને પેલે પાર લઇ જવા જેટલી શક્તિ નહોતી. તેથી મત્સ્યગંધાએ પિતાને સંબોધીને કહ્યું; પિતાજી, આપને ઘણી વ્યથા થયેલી છે જેથી આ બાળકીને આજ્ઞા હોય તો હોડીમાં બેસાડી આ ઋષિરાજને ગંગાનદીને પેલેપાર હુંજ મૂકી આવું.

ઢીમરે વિચાર્યું કે યુવાવસ્થાએ પહોંચેલી બાળાને આ મુનિ સાથે મોકલવી તે યોગ્ય નથી. પરંતુ પારાશર મુનિના યોગબળેજ તેના વિચાર બદલાયા. તેણે ધાર્યું કે મહાત્માઓ સ્ત્રીને નર્કની ખાણ સમજે છે અને આ મહામુનિ પારાશર દરેક ઋષિઓમાં મહર્ષિ છે; એટલે તેની સાથે મોકલવાથી કોઈપણ જાતની ભય નથી. એવું ધારી, બીનઆનાકાનીએ ઢીમરે મત્સ્યગંધાને તેની ઇચ્છાનુસાર પરવાનગી આપી. અને પોતાને

થએલી વ્યથા સહન નહિ થવાથી તે પર્ણકુટિમાં ચાલ્યો ગયો. પિતાની આજ્ઞા મળતાંજ મત્સ્યગંધા મહામુનિ પારાશરને સાથે લઇ, પોતાની જ્યાં હોડી રહેતી હતી ત્યાં આવી, અને મુનિને યોગ્યાસને બેસાડી હોડીનું લાંગર છોડ્યું. પતિતપાવની ગંગા નદિના વહેતા પ્રવાહની અંદર હોડી સડસાટ કરતી ચાલવા માંડી.

આ વખતે મત્સ્યગંધાની અવસ્થા ચૌદ વર્ષની છે. તેનું શરીર ઉંચું પણ નહિ, તેમ નીચું પણ નહિ એટલે કે સ્ત્રી જાતિને શોભે તેવું સાધારણ છે. કૃશાંગીનો વર્ણ ગુલાબી છે. પરંતુ ગુલાબમાં તો કાંટા હોય છે. આ મત્સ્યગંધાનું હૃદયવૃક્ષ તો કંટકશૂન્ય-સરળ છે; એટલી ગુલાબમાં અને મત્સ્યગંધામાં ભિન્નતા છે. મુખ કમળ ઉપર વિખરાયેલી કેશની લટોથી વદન પ્રભા મેઘમાળામાં સ્થિર રહેલી વિદ્યુત્ પ્રભા સમાન ભાસે છે. લલાટ વિશાળ, પરંતુ સુભગીના ચંદ્ર સમાન છે. શ્યામ વર્ણની ભ્રકુટિ વાંકી વળી, મોહ શર ફેંકતી મદનની કમાનની ભ્રાન્તિ કરાવે છે. નેત્ર વિશાળ, રસભરિત છે. ને તેમાં રહેલી પુતળીઓ નીલમણી સમાન સુંદર છે. નાસિકા સીધી, ઓષ્ટ પાતળો, પરંતુ નીચેનો ઓષ્ટ જરા નીચે પડતો હોવાથી, તેમાં ભરેલી સ્વાભાવિક લાલાશ સ્પષ્ટ દેખાઇ આવે છે. દાંત પંક્તિ મોતી સમાન ઉજ્વળ, અને લઘુ લઘુ છે; હાસ્યમાં તે જાઈની પાંખડીઓ સમાન દૃશ્ય આવે છે. બન્ને કુચો, સ્થૂળ અને દૃઢ છે; એ કૃશાંગી લચી ન પડે, એ માટે વિધાતાએજ જાણે રતન રૂપી બે ખીલીઓ લગાડેલી છે. શરીર લચકતાં પાતળી કમર ઝોકાં ખાય છે. હાથ મૃણાલ સમાન, અંગુલીઓ નાની નાની અને નખ સ્વચ્છ મોતીના કણો સમાન છે. આવી મનમુગ્ધ બાળાના મોહપાશમાં મહાન ઋષિ પારાશર સપડાયા-કામાન્ધ બન્યા; રોમેરોમ કામ વ્યાપી

રહ્યા, અને મન સાથે કહેવા લાગ્યા. ઓહો! શું સુંદરીનું સ્વરૂપ છે! ખરેખર! બ્રહ્માએ સૃષ્ટિની ઉત્પત્તિ કરતી વખતે પહેલી આ સુંદરીનેજ ઘડી હશે અને તેનાં બાકી રહેલાં રજકણોનો ચંદ્ર બનાવ્યો હશે. ખરેખર! આ સ્ત્રીનો કોઇબી દૃષ્ટા એમજ કહે કે તેનો ભોક્તા જે ભાગ્યશાળી હશે તેજ થશે. ઘણીવાર સુધી મહાન ઋષિ પારાશરે એ રીતે વિચાર વમળમાં ગોથાં માર્યાં. આખરે કામદેવ જીત્યો અને તેણે પોતાનું પૂરેપુરૂં પ્રબળ હવે પારાશર પર અજમાવ્યું. કામાન્ધ પારાશર, આ વખતે પોતાની જાત-ભાત અને દેહનું ભાન ભૂલી ગયા. તે સર્વ સ્થળે મત્સ્યગંધાનેજ જોવા લાગ્યા. હવે તે પોતાને કેમ પ્રાપ્ત થાય તેનો વિચાર મુનિને થઇ આવ્યો. આખરે તેણે એક યુક્તિ શોધી કહાડી. પોતાની ઝોળીમાં કેટલાંક વનફળો હતાં, તે બહાર કાઢી મત્સ્યગંધા પ્રત્યે કહ્યું; "મુગ્ધબાળા! જુઓ, આ વનફળો ઘણાંજ સ્વાદિષ્ટ છે. હું સ્વર્ગ-માંથી લાવ્યો છું. મને તમારા પ્રત્યે ઘણોજ પ્રેમ ઉત્પન્ન થાય છે; અને આ એક નજીવી પ્રેમની ભેટ છે તેનો સ્વીકાર કરો."

"મને ભૂખ નથી, આવો વિવેક કરવાનું કારણ શું? આપનો પ્રેમભાવ છે એ કાંઇ થોડું નથી." અજ્ઞાન બાળાએ અજ્ઞાનતામાંજ જવાબ વાળ્યો.

પરંતુ મુનિ તો આ વખતે ઘણાજ મોહવશ થયેલા હતા; તેમને પોતાના શરીરનું કે યોગનું કાંઇપણ ભાન રહ્યું નહોતું. તે તો મત્સ્યગંધાને મેળવવાનોજ રસ્તો શોધતા હતા. "નહિ, તમારે તે લેવાંજ પડશે." મુનિએ કહ્યું.

મત્સ્યગંધાએ તે લેવાની આનાકાની કરી, જેથી મુનિ પોતાની

જગ્યાએથી ઉઠી, હાથમાં એક વનફૂળ લઇ, મત્સ્યગંધાના રક્તવર્ણ પરવાળા જેવા ઓષ્ટ આગળ મૂક્યું. મત્સ્યગંધાની આનાકાની અને મુનિના આગ્રહયુક્ત ભાવોથી એક બીજાના હાથની ખેંચાખેંચ થઇ રહી. હમેશાં નિયમ છે કે, અગ્નિમાં ઘી હોમવાથી ભડકોજ થાય છે. આ વખતે પણ તેમજ બન્યું. ઋષિના સ્પર્શથી તે યૌવનબાળા મોહવશ થઇ ગઇ. અજ્ઞાન હોવા છતાં પણ આ સમય એકાંત હોવાથી, કામદેવનાં બાણોનું બળ ફાવ્યું. અંતઃકરણમાં પ્રેમ વિકાર જાગ્રત થયો. જીંદગીમાં પુરુષનો પ્રેમ સ્પર્શ આ પહેલવહેલોજ હતો; કંદર્પનું જોર બન્નેમાં પૂર જોસમાં ઉછળવા લાગ્યું. અને તેઓ ક્રમે ક્રમે અવર્ણનીય પ્રેમલીલામાં મુગ્ધ બન્યાં. સમય જતાં ઐશ્વર્યવાન પારાશર ઋષિને પોતાને વિષયાંધ અવસ્થામાં આવી પડવા માટે અને સ્વસ્થિતિનું ભાન થતાં ખેદ ઉત્પન્ન થયો. મત્સ્યગંધા પોતાનાં અસ્તવ્યસ્ત વસ્ત્રો ઠીકઠાક કરી, મછવાના સુકાન ભણીની પોતાની મુળ જગા પર આવી બેઠી. અને ક્ષણવાર હોડી ભણી તો બીજી ક્ષણે નદીના પ્રવાહ ભણી તો વળી થોડીવારે મુનિના સામું નિહાળતી હતી. તેણીના મસ્તક ઉપરના વાળનો અંબોડો છુટી ગયો હતો; અને આગળના ભાગની લટો વિખરાઇને છુટી ગઈ હતી. તે પણ તેણીએ જરા ઠીક કરીને અર્ધમાથા પર પોતાનું ઝીણું મલમલનું કપડું ઓઢયું. જેમ ચંદ્રમા નિર્મળ હોવા છતાં તેની વચમાં ડાઘ જોવામાં આવે છે, તેમ કંદર્પ ક્રીડાથી શ્રમિત થઇ ગયેલી મત્સ્યગંધાના ગોરા ગુલાબી ગાલ પર ફિકાશ આવી ગઇ હતી; એથી મત્સ્યગંધાની મૂળ શોભા અને તેજમાં કાંઇક ન્યૂનતા જણાતી હતી. તેણી મુનિને વારંવાર જોતી હતી. મુનિ પણ પોતાની મૂળ જગા પર બેસીને સર્વોત્તમ સુંદરી તરફ નિહાળતા હતા.

કામને મહિમા અપાર છે. મહાન ઈશ્વરરૂપ શંકર પરમાત્મા પોતે પણ વિષ્ણુએ ધારણ કરેલા, મોહની રૂપ પર ભાન ભૂલી મોહિત થયા હતા; અને જ્યારે પ્રભુ પોતે જાહેર થયા ત્યારે શંકરે ઝંખવાણા પડી કરેલા કૃત્યનો પસ્તાવો કર્યો હતો. મહામુનિ પારાશરનું પણ તેમજ થયું. વૃત્તિઓને વિશ્રાન્તિ મળ્યા પછી, એકાએક તેને જ્ઞાન-ભાન થયું અને પોતાના આત્માને ધિક્કારવા લાગ્યા. ઘણા લજ્જિત બની નીચું જોઈ, અનેક તર્ક વિતર્કોમાં ગરકાવ થઈ ગયા. હવે મત્સ્યગંધાને તે નર્કની બારી સમજવા લાગ્યા. અહો! હું કેવો પાપી! કેવો અધમ! હું કામને વશ થઇ, મારી વૃત્તિને કાબુમાં રાખી શક્યો નહિ, મેં ભવિષ્યનો વિચાર કર્યો નહિ. અહા! શું ઇશ્વર આ મારો અપરાધ ક્ષમા કરશે? ના, ના, કદી નહિ! આ મારી અઘોર દુર્વૃત્તિઓનું પ્રાયશ્ચિત કદી પણ થવાનું નથી. એવા અનેક તરંગોથી મુનિનું હ્રદય ડોલવા લાગ્યું.

પતિત પાવની ગંગા નદીના ઉછળતા મહાન મોજાઓ સાથે અથડાઇ, મછવો ઘણી ઝડપથી ગંગા નદીને સામે કિનારે જઇ પહોંચ્યો, અને અગાઉથી મુનિએ કહેલી જગ્યાએ મત્સ્યગંધાએ મછવાને થોભાવ્યો. મુનિ પોતાનું કમન્ડલુ ઈત્યાદિ લઇ, ઉતાવળા ઉતાવળા ત્યાંથી નાસવા લાગ્યા. પરંતુ હજુ તે બહુ દૂર ગયા નહિ, એટલામાં મત્સ્યગંધાએ પાછળ દોડી તેમને પકડી લીધા. અને કહ્યું કે, "મુનીશ્વર! મને કોના આધારે મૂકી જાઓ છો? શું તમો નથી જાણતા કે હવે હું તમારીજ અર્ધાંગના થયેલી છું" તેના જવાબમાં મુનિ કશુંએ બોલ્યા નહિ અને આગળ ચાલવાની કોશીશ કરવા લાગ્યા. તેને તેમ કરતા અટકાવીને મત્સ્યગંધાએ મુનિના ચરણ ગ્રહણ કરી રુદન કરવા માંડ્યું. આથી મુનિને દયા ઉપજી અને મત્સ્યગંધાને કહ્યું, "બાળા! શાન્ત થા, મારી અજ્ઞાનો બિલકુલ

ત્યાગ કર. અમો મુનિઓને ગ્રહસ્થ આશ્રમની જંજાળ રૂચે નહિ. મારી આજ્ઞાથી તું તારે ઘેર જા." મુનિએ કહેલાં આ વચનોથી ખેદિત થયેલી મત્સ્યગંધાએ કહ્યું, "હવે હું મારા પિતાને શું મુખે આપણો પ્રસંગ વૃત્તાન્ત વિદિત કરૂં? તમારાથી રહેલો ગર્ભ હું કેવી રીતે અપ્રસિદ્ધ રાખી શકું?" મુનિએ કરુણા સહિત ઉત્તર આપતાં જણાવ્યું કે, બાળા! ગભરા નહિ, શાંત થા. તને કોઇપણ જાતનું કલંક લાગશે નહિ. એટલુંજ નહિ પરંતુ જેમ મનુષ્ય જાતિમાં ગર્ભ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે, તેમ આ ગર્ભ પ્રસિદ્ધપણે વૃદ્ધિ નહિ પામતાં, પૂર્ણ નવ માસે સાક્ષાત વિષ્ણુ વ્યાસ રૂપે અવતરશે. અને ત્યારપછી તું હમેશાં કુમારિકાજ રહીશ. તારા શરીરમાંથી નીકળતી દુર્ગંધીનો સદંતર નાશ થઇ, કસ્તુરીના જેવો સુવાસિત વાસ નીકળશે. તું બિલકુલ નિષ્કલંકિત હોઇને, ભવિષ્યમાં હસ્તિનાપુરના રાજા શાન્તનુની પત્ની થવાને ભાગ્યશાળી થઇશ. આટલું બોલી મુનિ પોતાના આશ્રમ ભણી ચાલ્યા ગયા. મત્સ્યગંધા પણ મુનિના મિષ્ઠ વચનોથી સંતોષ પામી, મછવામાં બેસી, પોતાની પર્ણકુટિ તરફ વળી. ત્યાં પોતાના પિતા સાથે આનંદમાં રહેવા લાગી.

પારાશરના અભય આશિર્વાદથી ગર્ભની કોઇને કાંઇપણ શંકા પડી નહિ. એક દિવસે મત્સ્યગંધા મછવામાં બેસી, પતિતપાવની ગંગા નદીમાં ફરતી ફરતી, ગંગા નદીને પેલે પાર જઇ પહોંચી. ત્યાં તેને પ્રસુતિ કાળ નજીક જણાતાં, કિનારાપરના એક વૃક્ષ નીચે બેસી ગઇ. થોડી વારે તેણીએ એક પુત્રને જન્મ આપ્યો; અને તે જન્મતાં વાર ઝોળ સહિત બદ્રિકાશ્રમ તરફ ચાલતો થયો. મત્સ્યગંધાએ પાછળ દોડી, તેને પોતાની ગોદમાં લઇ લીધો, પરંતુ વ્યાસ રૂપે અવતરેલા વિષ્ણુએ મત્સ્યગંધા પ્રત્યે કહ્યું કે; માજી! મને જવા દો.

તેમાંજ તમારી સલામતી છે, મારા પિતાની પણ એજ ઇચ્છા છે. તમો મારા પિતાના આશિર્વાદથી હસ્તિનાપુરના મહારાજા શાન્તનુની પત્ની થશો. હું તમારી પાસે રહીશ તો તમોને મોટું સંકટ આવી પડશે. સર્વ તમોને કલંકિની કહેશે; માટે મને જવા દો. અને હમેશને માટે નિષ્કલંકિત થઇ, કુમારિકાવસ્થા પ્રાપ્ત કરો. હું તમારો પુત્ર છું; તેથી જ્યારે તમો મને યાદ કરશો, ત્યારે હું તમારી પાસે હાજર થઇશ; અને તમારી ઇચ્છાઓ પૂર્ણ કરીશ. તરત જન્મેલા બાળકને આ પ્રમાણે બોલતું સાંભળી, મત્સ્યગંધાને આશ્ચર્ય લાગ્યું; અને આ વખતે તેને મહર્ષિ પારાશરનું વચન યાદ આવ્યું. તેણીએ હવે વધારે આનાકાની નહિ કરતાં, પુત્રને મરજીમાં આવે ત્યાં જવાની આજ્ઞા કરી; તુર્તજ વ્યાસજી ત્યાંથી અદૃશ્ય થયા. કઇ તરફ ગયા તે કાંઇ જણાયું નહિ. ત્યાર પછી મત્સ્યગંધા પણ પોતાની પર્ણકુટિ તરફ જવા નીકળી. ત્યારથી તેના શરીરમાં કસ્તુરીના જેવો સુવાસ નીકળવા લાગ્યો. આવી જાતનો એકાએક ફેરફાર થયેલો જોઇ, અયોધ્યાપુરીનાં સઘળાં મનુષ્યો, મત્સ્યગંધાની પ્રશંસા કરવા લાગ્યાં. અને સર્વ મત્સ્યગંધાને સત્યવ્રતવાળી, એટલે સત્યવતી એ નામથી બોલાવવા લાગ્યાં. દિવસો જતાં મત્સ્યગંધા એ નામનો લોપ થઇ, તે સત્યવતીના નામથીજ ઓળખાવા લાગી. પ્રિય વાચક! હવે આપણે પણ તેને દરેક પ્રસંગે, સત્યવતીના નામથીજ ઓળખીશું.



## પ્રકરણ ૩ જું

# ભીષ્મ જન્મવૃત્તાન્ત.

એક વખતે આઠ વસુઓ ફરતા ફરતા, મહર્ષિ વશિષ્ટ મુનિના આશ્રમમાં આવી પહોંચ્યા. આ વખતે મહર્ષિ સંધ્યાદિ નિત્યકર્મ કરવા ગંગા કિનારે ગયા હતા અને મહા સતી અરૂંધતી પર્ણકુટિની અંદર સેવામાં નિમગ્ન હતાં. બાજુમાં બરૂથી આચ્છાદિત થયેલી, એક ગૌશાળા બનાવેલી હતી તેમાં મહર્ષિની ગાયો બંધાતી હતી. નન્દિની નામની કામધેનુનાં વખાણ વસુઓએ બહુ સાંભળ્યાં હતાં; અને અકસ્માત તેઓ વશિષ્ટ મુનિના આશ્રમમાં ચડી આવેલા, તેમની નજર નન્દિની પર પડતાંજ ઘો નામના વસુની બુદ્ધિ ફરી; અને તે નન્દિનીનું હરણ કરવાનો નિશ્ચય કરી ગૌશાળામાં દાખલ થયો.

"આપણે ઠીક વખતપર આવી પહોંચ્યા છીએ, મહર્ષિ ગંગા કિનારે ગયા હોય તેમ જણાય છે અને મહા સતી પણ પોતાના કાર્યમાં રોકાયેલાં છે. નન્દિની નામની કામધેનુ લાવવાની, આપણી ઘણા દિવસની ઇચ્છા આજે પાર પડશે." ઘો નામના વસુએ કહ્યું.

"બધું ઠીક છે, પરંતુ આવું અઘોર કર્મ કરવું વાજબી નથી. હું તો તારા મતને અનુમોદન આપી શકતો નથી; બીજાઓ ભલે તારી સાથે સામીલ થાય, પરંતુ હું તો તને નાજ કહું છું." એક વસુએ કહ્યું.

"હા! બરાબર છે. ઘો! ગાયનું હરણ કરવામાં ઘણુંજ પાપ છે. વળી મહર્ષિ ત્રિકાળદર્શી છે, તે આપણી ચોરી જરૂર પોતાના યોગ

બળથી પકડશે અને આખરે આપણે તેના ગુન્હેગાર ઠરીશું, એટલે આપણને શાપ દેશે. માટે એ કર્મથી અળગા રહેવું સારૂં છે. તને વળી આવી બુદ્ધિ કયાંથી સુઝી!" બીજાઓએ એકમત થઇ કહ્યું.

પરંતુ ઘો નામના વસુનું ભવિષ્ય મંદ હતું. તેને બીજા વસુઓનું કહેવું ગળે ઉતર્યું નહિ. તે તો ફક્ત એજ હઠ પકડી બેઠો અને કહેવા લાગ્યો, "અરે! આમ ડરવાથી શું વળવાનું છે? ચાલો, આગળ થાઓ. તમને ડર લાગતો હોય તો હું આગળ ચાલું છું."

બીજા વસુઓએ ઘોને ઘણોએ સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ. ખેંચતાણ કરતાં સઘળા વસુઓ એકમત થયા; પરંતુ એક વસુ બોલી ઉઠયો, કે "ભાઇઓ મારૂં કહેવું માનો તો હજુ પણ આવું કર્મ કરતાં અટકો તો સારૂં. યાદ રાખજો, આ પાપનું ફળ તરતમાંજ ભોગવવું પડશે."

"જવા દો એ વાતને, નકામો સમય ન ગુમાવો. મહર્ષિ આવી પહોંચશે તો બાજી બગડી જશે." ઘો નામના વસુએ કહ્યું.

"લાચાર! ચાલો ભાઇઓ, ચાલો!" સર્વે એક સંમત થયા.

થોડીજ વારમાં વસુઓ કામધેનુ સહિત સઘળી ગાયોને લઇ ઉતાવળા ઉતાવળા ઉત્તર દિશા ભણી ચાલવાં લાગ્યા.

મહા સતી અરૂંધતી તો સ્વાગી સેવાના કાર્યમાં પ્રવૃત્ત થયેલાં હતાં. મહર્ષિ ગંગા સ્નાન કરી આવે, તે પહેલાં તેમના માટે યજ્ઞ કુંડ ઇત્યાદિ પૂજાનાં સાહિત્યો તૈયાર કરવામાં રોકાયાં હતાં તેવામાં મહર્ષિ વશિષ્ટ આવી પહોંચ્યા. ગંગા સ્નાન કરી આવ્યા પછી, ગૌશાળામાં જવાનો મહર્ષિનો

હમેશનો નિયમ હોવાથી, પરભારા ગૌશાળામાં ગયા. પરંતુ ગૌશાળા શૂન્યકાર જોઇ તેથી ઉતાવળા ઉતાવળા પર્ણકુટિમાં ગયા, અને સતીને પૂછ્યું કે "કામધેનુ સહિત બીજી ગાયો કેમ જોવામાં આવતી નથી?" સતી અરૂંધતી તો એ બાબતથી અજાણ હતાં એટલે તે શું જવાબ આપે? ઉલટું, આથી ગભરાઇને મુનિને સામો પ્રશ્ન કર્યો, "શું તેઓ ગૌશાળામાં નથી?"

"ના! હું હમણાજ ત્યાં થઇ આવું છું." મુનિએ કહ્યું.

"નાથ! હું અહીં કામમાં હોવાથી, ગૌશાળામાં જવાનું ચુકી ગઇ છું." સતીએ માફી માગતાં કહ્યું.

"સતી! તમે બહુજ ભૂલ કરોછો. ગાયોની સંભાલ લેવાનું આપણું મુખ્ય કામ, તે તમો ભૂલી જાઓછો; કાંઇ નહિ, હમણાંજ હું તપાસ કરૂં છું." એમ કહી મુનિએ પ્રાણાયામ કરી, વાયુને બ્રહ્મરંધ્રમાં સ્થાન આપ્યું અને તેમાં પોતાના યોગ બળે ઉત્તર દિશા તરફ કામધેનુ અને બીજી ગાયો સહિત આઠ વસુઓને જતા જોયા, આથી મુનિને રોમે રોમ ક્રોધ વ્યાપી ગયો. એકદમ સમાધીમાંથી જાગ્રત થયા. પોતાનું કમન્ડલુ હાથમાં લઈ, ઉત્તર દિશા તરફ ઘણીજ ત્વરાથી ચાલતા થયા. સતી કાંઇ પણ સવાલ પૂછે તે અગાઉ તો મુનિ ઘણે દૂર નીકળી ગયા.

કામધેનુ સહિત બીજી ગાયોનું હરણ કરી વસુઓ ચાલ્યા જતા હતા; પરંતુ થોડે દૂર જતાં સ્થાનભ્રષ્ટ થયેલી ગાયોએ રમખાણ મચાવી મૂક્યું. વસુઓ તેમને શાન્ત પાડવામાં રોકાયેલા હતા, એટલામાં, "દુષ્ટો, ઊભા રહો! હમણાંજ હું તમને બાળી ભસ્મ કરૂં છું." એમ બોલતા, અને

ઘણીજ ત્વરાથી દોડતા, વશિષ્ટ મુનિ ત્યાં આવી પહોંચ્યા. વસુઓએ પાછું વાળી જોયું તો મહર્ષિને દીઠા. કામધેનું અને બીજી ગાયોએ પણ મહર્ષિનો અવાજ સાંભળી, ઘણીજ હર્ષમાં આવી ગઇ હોય, તેમ ઉંચાં પુછડાં કરી, ભેં, ભેં, ના અવાજોથી મુનિને વધાવી લીધા અને મુનિની આસપાસ ફરી વળી. જેમ એક નાનું બાળક, પોતાના પાળક પાસે લાડ કરે છે તેમ મુનિના શરીરને ચાટવા લાગી. મુનિએ તેમના પર પોતાનો પવિત્ર હાથ ફેરવી, સાન્ત્વન આપ્યું. પછી વસુઓ તરફ ફરીને બોલ્યા; "પાપીઓ! આવું અધમ કૃત્ય કરતાં જરાબી શરમ ન આવી? તમો હવે વસુ લોકમાં રહેવા યોગ્ય નથી. જાઓ!—"

મુનિના મુખમાંથી શાપના શબ્દો નીકળે તે પહેલાં વસુઓ મુનિના ચરણમાં ઢળી પડયા. અને કરગરી કહેવા લાગ્યા; "ક્ષમા! ક્ષમા! મુનીશ્વર ક્ષમા કરો! અમારી ભૂલ થઈ, અમો તમારે શરણે છીએ."

"દૂર રહો! દુષ્ટો! તમારા અપવિત્ર હાથોથી મને સ્પર્શ નહિ કરો! તમારા જેવા પાપીઓનું મોઢું જોવામાં પણ પાપ છે. તમો તમારા કૃત્યનું ફળ ભોગવવા મૃત્યુ લોકમાં પડો." ક્રોધાવેશમાં મુનિના મુખમાંથી શાપના શબ્દો નીકળી ગયા.

"દયા! દયા! મુનીશ્વર દયા! અમો શાપને પાત્ર છીએ. પરંતુ અમો સાતે નિર્દોષ છીએ. આ ઘો નામના વસુને અમોએ ઘણો સમજાવ્યો, છતાં તે આ અધમ કૃત્ય કરતાં અટકયો નહિ; ખરેખરો દોષિત તે છે. માટે દયા કરો અને શાપનો અનુગ્રહ કરો." ગળગળિત થયેલા વસુઓએ કહ્યું.

"ગમે તેમ છે તોપણ તમોએ ઘો ને અનુમોદન આપ્યું; માટે

તમારે પણ આ કૃત્યનું ફળ ભોગવવુંજ પડશે." મુનિએ કહ્યું.

"મહારાજ! ક્ષમા કરો, એ સઘળા નિર્દોષ છે. મારે લીધે એઓને દુઃખ ખમવું પડે, એ ઠીક નહિ. માટે કૃપા કરો! શાપનો અનુગ્રહ કરો." ઘો નામના વસુએ કહ્યું.

મુનિને આથી દયા ઉપજી, ને વસુઓ પ્રત્યે કહેવા લાગ્યા કે, "તમો સઘળા માત્ર એકેક વરસમાંજ પોતાના પદને પામી શકશો પરંતુ જે આ ખરેખરો ચોર છે, તેને તો ઘણા કાળ સુધી મૃત્યુ લોકમાં રહેવું પડશે. જાઓ! તમો ગંગાજીનું શરણ લ્યો, એજ તમારો ઉદ્ધાર કરશે." આટલું કહી મુનિ ત્વરાથી ચાલતા થયા. ગાયો પણ ઉંચાં પૂછડાં કરી, તેની પાછળ ચાલવા લાગી. ક્ષણ માત્રમાં મુનિ ગાયો સહિત ત્યાંથી અદૃશ્ય થઈ ગયા.

શાપિત થયેલા વસુઓ પણ ગંગાજીનો આશ્રય લેવા ગંગા નદીના કિનારા તરફ ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા એટલામાં ગંગાજીનો મેળાપ થઇ ગયો.

મોએ લેવાઇ ગયેલા વસુઓને જોઈ, ગંગાજીએ પૂછયું, "તમો ખેદ પામેલા જેવા કેમ જણાઓછો?"

વસુઓએ જવાબ આપ્યો કે, "વશિષ્ટ મુનિ સંધ્યાવંદન કરવા ગયા હતા, તે તકનો લાભ લઇ અમોએ તેમની નન્દિની નામની કામધેનુ સહ બીજી ગાયોનું હરણ કર્યું. તેથી તેમણે અમને મૃત્યુ લોકમાં માનવ જન્મ ધરવાનો શાપ આપેલો છે. વશિષ્ટ મુનિનો શાપ ટાળ્યો ટળે તેમ નથી. મહર્ષિએ શાપનો અનુગ્રહ કરતાં જણાવ્યું છે કે, ગંગાજીને શરણે

જાઓ, તેજ તમારો ઉદ્ધાર કરશે. માજી! અમો તમારે શરણે આવ્યા છીએ. અમને બચાવો, અને અમારો ઉદ્ધાર કરો. તમો મનુષ્ય જાતમાં સ્ત્રી રૂપે થઇને, અમોને જન્મ આપો તો બહુ સારૂં. જેથી અમારે કોઈ પણ સાધારણ સ્ત્રીના ઉદરમાં રહેવું ન પડે." વસુઓની પણ પોતાના જેવીજ દશા થએલી જોઇ, ગંગાજીને ઘણી દયા ઉપજી, અને તે વસુઓ-ને કહેવા લાગ્યાં; "દેવો! શાન્ત થાઓ. તમારી ઇચ્છા હું પૂરી કરીશ. મહાભિષ રાજાના દોષથી, અને બ્રહ્માની ઇચ્છાથી, મારે પણ અમુક કાળ સુધી પ્રતીપ રાજાના પુત્ર શાન્તનુની સ્ત્રી થઇ રહેવું પડશે. ત્યાં તમોને હું જન્મ આપીશ."

"માજી! અમારી પણ શાન્તનુને ઘેર અવતરવાની ઇચ્છા છે. પરંતુ માજી! બ્રહ્માની એ ઇચ્છા થવાનું કારણ શું?"

"આજે મોટો ઉત્સવ હોવાથી, બ્રહ્માની સભામાં ઇંદ્રપુરીનો અધિપતિ ઇંદ્ર સર્વ દેવતાઓ સહિત આવેલો હતો. વળી તેઓમાં ઇક્ષ્વાકુ રાજાના વંશમાં ઉત્પન્ન થયેલો, અને ઘણા અશ્વમેધ યજ્ઞના પુન્ય પ્રતાપ-થી, સ્વર્ગ લોકના ઉચ્ચ પદને પામેલો, મહાભિષ નામનો રાજા પણ આ બ્રહ્મદેવના ભવ્ય ભુવનને શોભાવતો હતો. આવી ભવ્ય સભામાં હું પણ ગઇ હતી; ત્યારે માત્ર મેં શ્વેત વસ્ત્ર પહેરેલું હતું. સભામાં દાખલ થતાં મારૂં વસ્ત્ર પવનથી ઉડ્યું. આથી સર્વ દેવતાઓ અને ઋષિ મુનિઓ નીચું જોઇ ગયા. પરંતુ મહાભિષ રાજા નિશંકપણે મારા સામું જોઇ રહ્યો; તેની આ વર્તણુકથી બ્રહ્માએ તેને શાપ દીધો કે, તને મનુષ્ય લોકમાં અવતાર આવશે અને તારા મનનું હરણ કરનાર ગંગા મનુષ્ય લોકમાં તારૂં પ્રિય કરશે. ગંગાની ઉપર જ્યારે તને ક્રોધ ચડશે, ત્યારે

તું શાપથી મુકત થઇશ; અને પાછો આ લોકને પામીશ. આ પ્રમાણે બ્રહ્માથી શાપિત થયેલો, મહાભિષ રાજા ચંદ્રવંશી પ્રતીપ નામના રાજાને ઘેર જન્મ લેવાનો નિશ્ચય કરી પોતાને સ્થાનકે ગયો; અને હું પણ બ્રહ્માની ઇચ્છાને તાબે થઇ, મારાપર આસકત થયેલા મહાભિષનું મનમાં ચિંતન કરતી, સભામાંથી પાછી વળી; રસ્તામાં તમારો મેલાપ થયો. પરંતુ વસુઓ! તમોએ મહર્ષિની ગાયોનું હરણ કરવાનું સાહસ કર્યું એ ઘણીજ ભૂલ કરી છે."

"માજી! ભાવિ સઘળું ભૂલાવે છે; અમો સઘળા તો આ બાબતથી વિરુદ્ધ હતા, પરંતુ આ સઘળાં કાવત્રાં ઘોનાં છે. હવે તો અમારે તમારૂં શરણ છે. તમો જ્યારે મનુષ્ય જાતિમાં સ્ત્રી રૂપે અવતરો, ત્યારે તમારા ઉદરથી અમને જન્મ લેવા દેજો, અને જન્મતાંજ અમોને તમો જળમાં નાંખી દઇને શાપથી મુકત કરજો."

"શાંન્ત થાઓ! હું તમારી એ સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરીશ. પણ એ રાજાને એક પુત્ર રહેવા દેવો જોઇએ, કે જેથી તે રાજાનો મારી સાથેનો સમાગમ નિષ્ફળ થયેલો ન ગણાય." ગંગાજીએ કહ્યું.

"અમારામાંનો આ ઘો નામનો વસુ, કે જેની સાથ હોવાના અપરાધથી અમો સઘળા અપરાધી છીએ, તે તમારા ઉદરથી જન્મીને પૃથ્વીમાં લાંબા કાળ સુધી રહેશે; અને અમે પણ તેની સાથે ભાગ લીધો છે, માટે પોત પોતાની શકિતનો અષ્ટમાંશ તેને આપીશું." વસુઓએ કહ્યું.

"ઘો તે પ્રમાણે કબુલ કરતો હોય, તો કાંઇ હરકત નથી." ગંગાજીએ ખુલાસો કર્યો.

"મારે તે સઘળું કબુલ છે; કારણ કે ખરો ગુન્હેગાર હુંજ છું." ઘો નામના વસુએ કહ્યું.

આ પ્રમાણે કેટલીક વાતચિત થયા પછી ગંગાજી તથા વસુઓ પોત પોતાને સ્થાનકે ગયાં.

ગંગા નદીને કાંઠે હરિદ્વારમાં પ્રતીપ નામનો હસ્તિનાપુરનો રાજા ઘણાં વર્ષો થયાં, પુત્રની ઇચ્છાએ જપ તપ કર્યા કરતો હતો. એક દિવસે તે વેદનું અધ્યયન કરતો હતો, તેવામાં એક અત્યંત સ્વરૂપવાન જુવાન સ્ત્રી ગંગાના પ્રવાહમાંથી બહાર નીકળી આવી; અને પ્રતીપ રાજાના જમણા સાથળ પર બેઠી. રાજાએ તે સ્ત્રીને કહ્યું કે "હે સુંદરી! તારી શી ઇચ્છા છે? જે ઇચ્છા હશે તે હું પૂર્ણ કરીશ."

"મારી ઇચ્છા એવી છે કે તમારા સમાગમે રહી તમારી સેવા કરવી માટે તમો મારો અંગીકાર કરો. કામનાવાળી સ્ત્રીનો ત્યાગ કરવો એ યોગ્ય નથી." સ્ત્રીએ જવાબમાં કહ્યું.

"પરસ્ત્રીનો સંગ ન કરવો એવો મારો નિયમ છે; એટલે હું તારો સ્વીકાર કરી શકતો નથી," રાજાએ વાંધો ઉઠાવ્યો.

"હું પરસ્ત્રી નથી પણ દેવલોકની કન્યા છું, માટે મારો અંગીકાર કરો." સ્ત્રીએ ખુલાસો કર્યો.

"મારી સ્ત્રી થવાનું તેં તારે હાથેજ અટકાવ્યું છે. તું મારા જમણા સાથળપર બેઠી, પરંતુ જમણો સાથળ તો, સંતાનો અથવા પુત્રવધુઓને બેસવાનું સ્થાન છે; કામનાવાળી સ્ત્રીઓને બેસવા લાયક ડાબો સાથળ તો તેં પ્રથમથીજ છોડી દીધો તેથી હું તને મારી સ્ત્રી કરી શકતો નથી. તું મારા જમણા સાથળ પર બેઠી માટે તને મારી પુત્રવધુ કરવા માગું છું; બોલ તારે કબુલ છે?" રાજાએ પ્રશ્ન કર્યો.

"હા! મારે કબુલ છે. પણ હુ જે કંઇ સારૂં યા નરસું કૃત્ય કરૂં, તેમાં તમારો પુત્ર કોઇ પણ જાતનો વાંધો ન લે. તમારો પુત્ર આ ઠરાવ પ્રમાણે ચાલશે, ત્યાં સુધી હું તમારા પુત્રના ઘરમાં રહીશ." આ પ્રમાણે કહી તે સ્ત્રી અદૃશ્ય થઇ ગઇ.

મહાભિષના પુનર્જન્મનો સમય આવી પહોંચ્યો, ત્યારે હરિદ્વારમાં તપ કરતા એજ પ્રતીપ રાજાને ત્યાં પુત્ર તરીકે જન્મ લીધો. પ્રતીપ રાજા જીતેંદ્રિય અને શાન્ત હોવાથી પુત્રનું નામ શાન્તનુ પાડયું. શાન્તનુ જ્યારે યુવાવસ્થામાં આવ્યો ત્યારે પિતાએ તેને આજ્ઞા કરી કે, "હે પુત્ર, પૂર્વે એક સુંદર સ્ત્રી મારી પાસે આવી હતી. એ સ્ત્રી જો એકાંતમાં તારી પાસે આવે, તો તું તેનો સ્વીકાર કરજે. "તું કોણ છે? કોની પુત્રી છે?" ઇત્યાદિ કાંઇપણ તેને પૂછીશ નહિ. મારી આજ્ઞાથી તેને તું પત્ની તરીકે સ્વીકારજે." આ પ્રમાણે રાજાએ પોતાના પુત્રને આજ્ઞા કરી, રાજ્યગાદી તેને સોંપી, પોતે તપ કરવા સારૂ વનમાં ગયો.

શાન્તનુ એક વખતે ગંગાના તટપર ફરતો હતો; તેવામાં તેણે એક મનોહર કુમારિકા જોઇ, તેનાપર મોહિત થઇ ગયો. તેની સાથે પરણવાની માગણી કરી. સ્ત્રી કે જે સાક્ષાત ગંગાજી પોતે હતાં, તેમણે તેની સાથે એવી શરતે પરણવાનું કબુલ કર્યું, કે. હું જે કાંઇ સારૂં નરસું કરૂં તેમાં તમારે મને અટકાવવી નહિ. જ્યાં સુધી આ ઠરાવ પ્રમાણે ચાલશો ત્યાં સુધી હું તમારા ઘરમાં રહીશ, પણ જ્યારે તમો મારા કૃત્યમાં આડે આવશો, અથવા મને અપ્રિય વચન કહેશો, ત્યારે હું તમારો ત્યાગ કરીશ. શાન્તનુએ સઘળું કબુલ કર્યું. ગંગાજી રાજી ખુશીથી તેના ઘરમાં રહ્યાં. થોડા સમય પછી તેને એક બાળક થયું, તે બાળકને ગંગાજીએ નદીમાં નાખી દીધું. ને રાજાને કહ્યું કે,

"મેં તમારા ભલા માટે આ કર્યું છે."

આ પ્રમાણે શાન્તનુથી ગંગાજીને સાત પુત્રો થયા. તેને અનુક્રમે નદીમાં નાખી દેતાં ગયાં. ગંગાજીની આ વર્તણુક શાન્તનુને પસંદ પડી નહિ. તોપણ ત્યાગની બીકને લીધે, રાજાએ રાણીને કંઇ પણ કહ્યું નહિ. પણ જ્યારે આઠમું બાળક અવતર્યું; અને હસતાં હસતાં, ગંગાજી તેને પણ નદીમાં નાખી દેવા ચાલ્યાં, ત્યારે તે બાળકને બચાવી લેવા રાજાએ તેને કહ્યું કે, આ બાળકને માર નહિ. તું કેવી છે? કોણ છે? અને પુત્રોને આ રીતે શા માટે મારી નાંખે છે? અરે! પુત્રોની હત્યા કરનારી! આ તને શું થોડું પાપ પ્રાપ્ત થયું છે?" આ વખતે શાન્તનુ પોતાના પિતાની આજ્ઞા ભૂલી ગયો.

ગંગાજીએ જવાબ આપ્યો કે, "હું તમારા આ છેલ્લા પુત્રને મારવો મૂકી દઉં છું; પણ આપણા સંકેત પ્રમાણે મારો તમારી સાથે રહેવાનો સમય પૂરો થયો છે. હું જન્હુ રાજાની પુત્રી ગંગા છું, હું દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટેજ તમારા ઘરમાં રહી હતી. આઠ વસુઓને મનુષ્ય યોનિમાં અવતરવાનો વશિષ્ટ મુનિનો શાપ થયો હતો; તેમાંથી તેમને મુક્ત કરવા વાસ્તે આ આચરણ મેં કર્યું છે. આ આઠમો પુત્ર જેને મેં તમારા કહેવાથી બચાવ્યો છે; તેનું રક્ષણ કરજો." આટલું કહી પુત્રને સાથે લેઇ ગંગાજી અદશ્ય થયાં. ગરીબ બિચારા શાન્તનુ માટે આ કસોટી ઘણી સખત હતી. આ બનાવ બન્યા પછી કોઈપણ સ્ત્રી પર તેની પ્રીતિ રહી નહિ; આ સ્થિતિમાં છત્રીશ વર્ષ વ્યતીત થઇ ગયાં.

એક દિવસે શાન્તનુ શિકાર કરવા સારૂ વનમાં ફરતો ગંગા નદીને કિનારે

આવી પહોંચ્યો. ગંગાનું પાણી આ વખતે વહેતું બંધ થયું દીઠું. આ ઉત્તમ ગંગા નદી આજે આમ સ્થીર કેમ? આ પ્રમાણે શાન્તનુ વિચાર કરે છે, એટલામાં નિર્મળ વસ્ત્રોવાળી એક સુંદર સ્ત્રી શણગારેલા એક પુત્રનો જમણો હાથ પકડી શાન્તનુ પાસે આવી. શાન્તનુએ તેણીને ઓળખી નહિ. સ્ત્રી બોલી કે "હું ગંગા છું, તમારાથી મારામાં જે આઠમો પુત્ર થયો, તે આ રહ્યો. આજ દિવસ સુધી મેં તેને ઉછેરી મોટો કર્યો છે. મહામુનિ વશિષ્ટ અને પરશુરામ પાસેથી બ્રહસ્પતિ અને શુક્રાચાર્ય, જે શસ્ત્રો જાણે છે, તે શસ્ત્રનો આ કુમારે સંપૂર્ણ અભ્યાસ કરેલો છે. પરશુરામે પોતાની સઘળી અસ્ત્ર વિદ્યા આને શીખવી છે તેથી આ કુમાર યુદ્ધમાં ઇંદ્રના જેવું પરાક્રમ કરશે. પરશુરામની આજ્ઞાથી મે તેનું નામ દેવવ્રત પાડેલું છે. હવે તેનું તમે પાલન કરજો."

શાન્તનુ આથી બહુ ખુશી થયા. ગંગાને ફરીને પોતાની થવા કહ્યું: પરંતુ ગંગાજીએ બિલકુલ ઇનકાર કર્યો. તેથી નિરાશ થઇ શાન્તનુ પુત્રને સાથે લેઇ, પોતાની રાજ્યધાનીમાં ગયો; અને ત્યાં જઇ પુત્રને રાજ્યાભિષેક કર્યો. દેવવ્રત ઘણો પરાક્રમી અને પિતૃભક્ત હતો, પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કોઈ કાળે તે કરતો નહિ; પોતાના સદાચરણથી પિતાને તથા પ્રજાને સંતોષ આપતો. પ્રજા પણ તેના પર ઘણોજ પ્યાર રાખતી. દીર્ઘકાળે દેવવ્રત પ્રજાપ્રિય થઈ પડ્યો.



## પ્રકરણ ૪ થું.

# ભીષ્મની ભીષણ પ્રતિજ્ઞા.

" અહા! હમણાંજ આ ઝાડપર ચળકતી અને મિષ્ટ ઉચ્ચારો કરતી કોકિલ ક્યાં ઉડી ગઇ? અફસોસ! લાંબા વખત પછી એક આનંદનું સાધન મળ્યું તે પણ દુર્ભાગ્યે વધારે વાર કાયમ રહેવા ન દીધું!"

આજે દેવવ્રતનો જન્મદિવસ હોવાથી તેની ખુશાલીમાં દિવસના બે વાગ્યાને સુમારે, હસ્તીનાપુરના મહાન્ પ્રતાપી રાજા શાન્તનુ પોતાના પુત્ર દેવવ્રતને સાથે લઇ, શિકાર કરવા નીકળેલા છે. પરંતુ શિકાર હાથ નહિ લાગવાથી, ફરતા ફરતા અયોધ્યાથી થોડે દૂર સરયુ-ગંગા નદીના કિનારાપર આવી પહોંચ્યા. ત્યાં તેઓએ પડાવ નાંખ્યો. નદીનો સુસવાટ કરતો પ્રવાહ અને મંદ મંદ વાયુની લહેરોથી, શિકારમાં વેઠેલા પરિશ્રમને શાન્ત કરવા સર્વ સૈનિકો નિદ્રા દેવીને આધીન થયા, પરંતુ શાન્તનુને નિદ્રા આવી નહિ; તેને આ વખતે ગંગાજી સાંભરી આવ્યાં. ગંગાનું કરેલું અપમાન જાણે કે હમણાંજ કર્યું હોય, અને ગંગાજી તેમની પાસેથી રજા માગતાં હોય, એવો તેને ભાસ થયો. થોડી વારમાં તે દેખાવ અદસ્ય થઇ ગયો. વિચાર વમળમાં ગોથાં ખાતો શાન્તનુ શોકસાગરમાં ડુબી ગયો. અને એજ વિચારમાં કિનારે કિનારે, ફરવા લાગ્યો. એટલામાં કોઇ દૈવી સુગંધીનો પવન તેના નાક સાથે અથડાયો; તે સુગંધી પવન ક્યાંથી આવે છે તે જાણવા માટે તે આગળ ચાલવા લાગ્યો. તેમ તે સુગંધી પવન નજીક આવતો ગયો.

થોડેક દૂર જતાં એક નાનો, પરંતુ સુંદર અને ખીલેલાં વૃક્ષોથી સુશોભિત બગીચો જોવામાં આવ્યો તેમાં એક નાની પર્ણકુટિ બાંધેલી નજરે પડી. તે પર્ણકુટિમાં વિશ્રાંતિ લેવાની ઇચ્છાએ શાન્તનુ ત્યાં ગયો. પરંતુ પર્ણકુટિમાં અંદર જોતાં શૂન્યકાર જણાયું; તેથી તે પાછો વળ્યો અને આસપાસ જોવા લાગ્યો, પરંતુ કોઇ જણાયું નહિ આખરે નિરાશ થઇ, તે સુંદર બગીચામાં એક આમ્રવૃક્ષ નીચે ગોઠવેલા કોચપર બેઠો. ત્યાંજ એક ઝાડની ડાળીપર બેઠેલી એક કોકિલનો અવાજ ધ્યાનથી સાંભળતો હતો. થોડીજ વારમાં કોકિલ ત્યાંથી ઉડી ગઇ; અને શાન્તનુના મુખમાંથી ખેદ સહિત ઉપરના ઉદ્દગારો નીકળી ગયા. તરતજ લતાઓની પાછળથી તેના ઉદ્દગારોનો નીચે પ્રમાણે જવાબ મળ્યો:—

"કોકિલને બદલે પ્રેમવીણાથીજ સંતોષ માનીએ તો ન ચાલે?" આ અવાજ કોકિલના અવાજ કરતાં પણ વધારે કોમળ હતો; તેથી કોઇ સ્ત્રીનો અવાજ હોવો જોઇએ એવી કલ્પના થતી હતી. એ અવાજ સાંભળતાંજ ચમકીને શાન્તનુ પોતાની બેઠકપરથી ઉઠી અહીં તહીં નજર ફેરવવા લાગ્યો; પણ તેના જોવામાં કાંઇપણ આવ્યું નહિ અંતે નિરાશ થઇ કહેવા લાગ્યો કે; "અહો! શું પ્રેમવીણામાં પણ આવો કોમળ અવાજ હોવો સંભવિત છે ખરો કે?"

"ઇશ્વરની કુદરતમાં એમ થવું સંભવિત છે. કારણ કે જો એમ ન હોત તો એ ગુણ પ્રેમવીણામાં કયાંથી આવત?" લતાની પાછળથી જવાબ મળ્યો.

"ખરેખર! આપ કોઇ મનુષ્ય છો. માટે જો કાંઇ હરકત

ન હોય તો મહેરબાની કરી સામે આવો. આમ છુપાઇને છેડ કરવી વાજબી નથી." શાન્તનુએ કહ્યું.

"વાહ! વાહ! મહારાજ! આપનો અને મારો શો સંબંધ? આપની સામે હું શા માટે આવું વારૂ?" પાછો છુપો જવાબ મળ્યો.

"ઇશ્વરની ખાતર માફ કરો, પહેલાં તો છેડ આપેજ કરી. નહિ- તો મને બોલવાનું કશું કામ નહોતું. ખેર, પણ શું હું એવી આશા રાખી શકું ખરો! કે, આપ મને માફ કરશો?" શાન્તનુએ કરગરી કહ્યું.

"માફી? માફીનાજ આપ જો ઉમેદવાર છો, તો ખેર, આપને માફી મળશે! પણ તે માફીના બદલામાં આપ મને શું આપશો?" પાછો ગેબી અવાજ આવ્યો.

"પોતાની શકિત પ્રમાણે દરેક માણસ કાંઇને કાંઇ તો આપેછેજ. હું પણ મારાથી બનતું તમોને આપીશ." શાન્તનુએ કહ્યું.

"અહો! જુઓ તો ખરા! જવાબની ચાલાકી!" પાછી ત્યાંથી ટકોર થઇ.

"ખેર! ત્યારે આપજ જણાવો કે, આ ઝગડાનો નીવેડો હવે કેવી રીતે લાવવો?" શાન્તનુએ અધીરાઇથી પૂછ્યું.

"શું? ત્યારે આ ઝગડાના ફેંસલાનો હક આપ મનેજ આપોછો? સવાલ પૂછાયો.

"અલબત!" શાન્તનુએ કહ્યું.

"કાંઇ પણ મતલબ સમજ્યા વગર એવી કબુલાત શા માટે કરોછો?" યુક્તિ કાઢવામાં આવી.

"બસ! હવે ઘણો અભિનય ન કરો! અને મહેરબાની કરીને આપનું મુખ કમળ દેખાડીને મને આભારી બનાવો, હવે વધારે વાર આવી રીતે સંતાકુકડી રમવાની કાંઇપણ જરૂર નથી. હવે દૂર તીરંદાજ કરવાથી શો લાભ?" શાન્તનુએ છેડતી કરી.

"અહો! પણ અંતે આપનો ઇરાદો શો છે?" સવાલ થયો.

"તમારી સાથે આનંદ લ્હાવો લેવાનો!" શાન્તનુએ કહ્યું.

"પણ જ્યાં સુધી તમારૂં દીલ મળ્યું નથી; ત્યાં સુધી હું મારૂં દીલ શી રીતે સોંપી શકું?" સવાલ થયો.

"અહો! ત્યારે આ દીલ હાજરજ છે! ખરીદો! લુંટો!" પ્રેમના આવેશમાં શાન્તનુએ પોકાર કર્યો.

"પણ કીંમત શી લેશો?" પાછો સવાલ પૂછાયો.

"માત્ર એક ચુંબન!" શાન્તનુએ કહ્યું.

"પણ જો હું જબરજસ્તીથી દીલ છીનવી લઉં; અને તેના બદલામાં આપને અંગુઠો બતાવું તો પછી?" જવાબ આપ્યો.

"શું? આપનો એવોજ મનોભાવ છે? અફસોસ! આપની ઇચ્છાનુસાર કરો."

એ શબ્દના ઉચ્ચાર પછી શું થયું? એ કે તત્કાળ શાન્તનુએ એક નવયૌવન મુગ્ધબાળા પોતાની સામે ઉભેલી જોઇ. અને તેને જોતાં જ તે ઉઠીને ઉભો થયો, પરંતુ ગભરાટ, ખુશી, ડર, અને કલેજાના ધડકવાથી, તેની જીવ્હા તાળવા સાથે એવી તો ચોંટી હતી કે, તત્કાળ તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. એજ દશા તે તરુણીની પણ

થયેલી હતી. જ્યાં સુધી તે ઝાડની આડે છુપાયેલી હતી ત્યાં સુધી તો બેધડક છેડછાડની વાતો કર્યેજ જતી હતી; પણ જ્યારે શાન્તનુ અને તેની ચાર આંખો મળી કે, તેના મોઢાને તાળું દેવાઇ ગયું. અને પથ્થરના પુતળાંની માફક તે ત્યાંજ જડાઇ ગઇ. શાન્તનુની સામે નીચી ગરદન કરી, ઉભી ઉભી જમીન તરફ તાકી રહી હતી. પણ જ્યારે નવયૌવન સુંદરીએ આંખ ઉંચી કરી કે, તેમનું શાન્તનુની આંખો સાથે યુદ્ધ થવા લાગ્યું. આંખો લડી; પરંતુ અંતે લાચારીએ તે શરમાળ સુંદરીને પોતાની આંખો નીચી નમાવવી પડી. એવી રીતે જ્યારે બે ચાર વાર પરસ્પર નેત્રોનું યુદ્ધ થઇ ગયું ત્યારે સાહસ કરીને શાન્તનુએ તે સુંદરીનો જમણો હાથ પોતાના બે હાથમાં લેઇ લીધો. અને કહેવા લાગ્યો કે, "સુંદરી! મનહરણી! મૃગાક્ષી! શું આપને મેળવવાને હું ભાગ્યશાળી થઇશ?"

શાન્તનુના બે હાથની વચ્ચે સપડાયેલો તે સુંદરીનો નાજુક હાથ થરથર કંપી રહ્યો હતો. તે શરમના સમુદ્રમાં ડુબતી અને નીકળતી હતી. તેણે મહા કઠીનતાથી માત્ર એટલુંજ કહ્યું કે, "હા! એ સંભવિત છે. પરંતુ અફસોસ! તેની વચ્ચે એક વચન રૂપી વાડ આડી આવે છે. એટલે વખતે તે ઓળાંગવી મુસ્કેલ પડે, તો એમાં કાંઇ શક નથી."

"શું? વચન રૂપી વાડ ઓળાંગવી પડશે? કહો! કહો! કાન્તે એવું તે કયું વચન છે કે જેને તમો મુસ્કેલી રૂપ ગણો છો?" શાન્તનુએ પૂછ્યું.

"ના! એમ ન કહેવાય! વચન આપો ત્યારેજ કહીશ. હું

તમારી સાથે લગ્ન કયારે કરૂં? જ્યારે તમે મારૂં વચન કબુલ રાખો." સ્ત્રીએ વાંધો ઉઠાવ્યો.

"હા, હું ઘણી ખુશીથી તારૂં વચન કબુલ રાખીશ. લે આ વચન." એમ કહી શાન્તનુએ સુંદરીના કોમળ હાથ સાથે પોતાનો હાથ અફાળ્યો.

"ત્યારે જુઓ સાંભળો, મારાથી તમોને જે પુત્ર ઉત્પન્ન થાય, તે ગાદીનો વારસ થાય, અને તમારા પુત્રનો હક્ક રદ જાય એવો લેખ કરી આપો." સુંદરીએ ખુલાસો કર્યો.

અહા! કેવું નિષ્ઠુર વચન? ખરેખર! આ વચને શાન્તનુનું હ્રદય ભેદી નાંખ્યું. દેવવ્રત કે જેને શાન્તનુ પોતાનું સર્વસ્વ સમજતો હતો, તેનો રાજ્યનો હક્ક રદ કરવાનું આ સ્ત્રીએ માગેલું વચન વજ્રપાત સમાન લાગ્યું. કૈકેઈએ જે વખતે રામને વનવાસ આપવાનું વચન માગ્યું હતું તે વખતે દશરથ રાજાની જે સ્થિતિ થઇ હતી તેવીજ દશા બિચારા શાન્તનુની પણ આ વખતે થઇ, તેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ આ વખતની શાન્તનુની સ્થિતિનું વર્ણન કરવા આ લેખિની અશક્ત છે.

અહા! પ્રણય તમોને ધન્ય છે! તમારી જાળમાંથી કોઇનો છુટકારો થયો નથી. શું તમોને શાન્તનુ જેવા સત્યવાદી રાજાપર દયા નથી આવતી? નહિ! નહિ! પ્રણય! તમો અંધ છો! તમો અંધ ન હો તો, શાન્તનુને પ્રફુલ્લિત કરવાને સ્થાને તેને નિરાશ કાં કરો?

પ્રિય વાચકગણ! એ સુંદરીને તેં ઓળખી હશે, તે કોઇ બીજી નહિ પરંતુ મત્સ્યગંધા છે, તેં એક વખત પારાશર ઋષિને હોડી મારફતે ગંગા નદીને પેલે પાર મૂકવા જતાં જોઇ હતી, તે વખતની મત્સ્યગંધા

અને આ સામે ઉભેલી મત્સ્યગંધામાં [illegible] છે. પારાશર ઋષિનો સમાગમ થયો તે વખતે તેના શરીરમાંથી માછલાંના જેવી દુર્ગંધી નીકળતી હતી. પરંતુ હાલમાં તેના શરીરમાંથી મહાત્મા મુનિ પારાશરના પ્રતાપે કસ્તુરી સમાન વાસ નીકળી રહી છે. વ્યાસ મુનીને જન્મ આપ્યા પછી, ખરેખર! તે એક કુમારિકા જેવી દેખાય છે. મહાન ઋષિ પારાશર જેવા પણ તે મનમોહન મુગ્ધા પર મોહિત થયા તો આ બિચારા શાન્તનુનો શું દોષ? આ વખતે મત્સ્યગંધાના સદાચરણથી, અને મહામુનિ વ્યાસના આશિર્વાદથી સર્વ કોઇ તેને સત્યવતી એ નામથી બોલાવતું હતું. એ આપણે આગળ વાંચી ગયા છીએ.

થોડીવારે શાન્તનુ સત્યવતીને કહેવા લાગ્યો; "કાન્તે! દેવવ્રત જે મારો પુત્ર છે, તે તારૂં પ્રતિપાલન કરશે તેના માટે તું ખોટી શંકા ન લાવ, મારાથી તને કદી પુત્ર ઉત્પન્ન થશે અને તેને ગાદી આપવા માટે હું તો શું? પરંતુ તું કહીશ, તો પણ બીન આનાકાનીએ દેવવ્રત કબુલ કરશે; એવો એ પિતૃભક્ત છે એમાં કાંઇ પણ સંશય નથી;" શાન્તનુએ સત્યવતીને સંબોધીને કહ્યું.

"મહારાજ, આપ કહોછો તે સત્ય છે. પરંતુ તેમ થવું અસંભવિત છે. મારા માટે મોટા મોટા રાજાઓનાં માગાં મારાં માવિત્રો પાસે આવી ગયાં છે; પરંતુ કોઇ પણ મારૂં વચન રાખી શકયા નથી. આજ સુધી કુમારિકા રહેવાનું કારણ પણ તેજ છે. જો તમે સઘળું મારા કહેવા પ્રમાણે કરી આપો, તો હું તમારે સમાગમે રહેવા ખુશી છું." સત્યવતીએ કહ્યું.

મુગ્ધબાળાના મોહપાશમાં સપડાયેલો શાન્તનુ આથી નિરાશ થયો. "શું! ત્યારે મારે નિરાશ થવું પડશે?" એકાએક શાન્તનુના મુખમાં-

થી આ ઉદ્‌ગારો નીક-

"નિરાશ? ના! ના! નિરાશ નહિ થવા દઉં." ગેબી અવાજ થયો, શાન્તનુ અને સત્યવતી સ્તબ્ધ બની ગયાં, ચમકયાં, કાષ્ટનાં પુતળાંની માફક સ્થંભી ગયાં.

પ્રિય વાચક! આ અવાજ કોણે કર્યો હશે, તેની તને શંકા થશે. પરંતુ તે શંકામાં તને વધારે વખત રાખવાનું અનુચિત છે. મહારાજા શાન્તનુ પોતાના પુત્ર દેવવ્રતને સાથે લેઈ શિકારે નીકળેલો છે; એ આપણે આગળ વાંચી ગયા છીએ. શાન્તનુ ઉદાસ ચહેરે ગંગા કિનારે ફરતો હતો તે વખતે દેવવ્રત પોતાના પિતાની ઉદાસીનું કારણ જાણી ગયો હતો. જ્યારે શાન્તનુ પહાડમાં દૂર નીકળી ગયો, ત્યારે દેવવ્રતે પિતાને શાન્તિ આપવા માટે તેની પાછળ પ્રયાણ કર્યું, અને આપણે આગળ વાંચી ગયા તેમ, શાન્તનુ સુગંધની શોધ માટે બગીચામાં ગયો; ત્યારે દેવવ્રત પણ તેમની પાછળજ હતો. પિતાને એકાંતમાં સ્ત્રી સાથે વાતચિત કરતા જોઇ, એક કોચપર પિતાની રાહ જોતો બેઠો. શાન્તનુ અને મત્સ્યગંધા નજીકમાંજ હોવાથી તેઓ વચ્ચે થયેલી વાતચિત દેવવ્રતે સંપૂર્ણ સાંભળી હતી. તે નિશ્ચય કરી ચુકયો હતો કે ગમે તે કરીને મારા પિતાના સુખને ખાતર એ સ્ત્રીને હું મારા પિતાની ગેરહાજરી પછી સમજાવીશ. પરંતુ પિતાના મુખમાંથી નિરાશા સૂચક શબ્દો કર્ણગોચર થતાંજ, પિતૃભક્ત દેવવ્રત ત્યાં દોડતો જઇ બોલી ઉઠયો: "પુત્રની હાજરી છતાં પિતાને નિરાશ થવાનું કાંઇ કારણ નથી!"

શાન્તનુ દેવવ્રતને જોઇ આશ્ચર્ય પામ્યો; અને કાષ્ટના પુતળાની માફક સ્થંભી રહ્યો. પિતાની આ દશા થયેલી જોઇ, દેવવ્રતે કહ્યું, પિતાજી!

મેં તમારી તમામ હકીકત સાંભળી છે. ફરી તમારે કોઇ પણ જાતની શંકા રાખવી નહિ. આ મારાં ભવિષ્યનાં થનાર માતુ જે બોલ્યાં તે સઘળું મારે કબુલ છે. ફરી સત્યવતી પ્રત્યે કહ્યું; માતુ! તમોને મારો વિશ્વાસ ન હોય, તો હું કોઇ દિવસ નહિ બોલાયેલું, એવું બોલું છું; અને પ્રતિજ્ઞા કરૂં છું કે તમારાથી ઉત્પન્ન થયેલો પુત્ર તેજ અમારો રાજા થશે. જો એમાં હું કાંઈપણ વાંધો લઉં અગર દગો કરૂં તો મને વશિષ્ટ સહિત અરૂંધતીને મારવા જેટલું પાપ લાગે. માજી! આ તો નજીવી બાબત છે, કદી મારા પિતા માટે મારે આત્મ ભોગ આપવો પડે તોપણ શું થયું? સાક્ષાત ઇશ્વરના અવતાર શ્રી રામચંદ્રજીએ, પોતાના પિતાનું વચન પાળવા માટે ચૌદ વરસ વનવાસ ભોગવ્યો હતો. શ્રવણે પણ ક્યાં ઓછું કર્યું છે? તો હું આમાં શું વિશેષ કરૂં છું?.પિતાના સુખને માટે ગમે તેવાં સંકટો સહન કરવાને દેવવ્રત પાછો હઠશેજ નહિ.

"દેવવ્રત? તું કહે છે તે ખરૂં છે. મને તારો સંપૂર્ણ ભરોસો છે; તું તારી પ્રતિજ્ઞા અવશ્ય પાળશેજ, તેમાં કાંઇપણ શક નથી, પરંતુ તારાથી ઉત્પન્ન થયેલી પ્રજા તારી પ્રતિજ્ઞાને માન આપશે કે નહિ એ સવાલ જેવું છે." સત્યવતીએ શાન્ત ચિત્તે કહ્યું.

"ખેર! તમારી એ શંકા પણ હું દૂર કરીશ. મને પ્રાણની પણ દરકાર નથી. મારા પિતાના સુખને માટે હું સર્વસ્વ ત્યાગ કરીશ પરંતુ પાછો નહિ હઠીશ. હું બીજી પણ પ્રતિજ્ઞા કરૂંછું: (સૂર્ય તરફ દૃષ્ટિ કરીને) હે સૂર્યદેવ! તું પૃથ્વીનો ચક્ષુ છે. મારા પિતાના સુખને માટે તારી સાક્ષીએ હું બીજી પણ પ્રતિજ્ઞા કરૂંછું કે; હું જન્મ પર્યંત બ્રહ્મચર્યવ્રત પાળીશ; અને એથી હું અપુત્ર મરીશ તોપણ સ્વર્ગલોકમાં મને અક્ષય સુખની પ્રાપ્તિ થશે," દેવવ્રતની આવી દૃઢ પ્રતિજ્ઞા સાંભળી દેવતાઓ

ઘણા પ્રસન્ન થયા; અં ...ાણી થઇ કે "ધન્ય છે! દેવવ્રત! ધન્ય છે! ખરેખર! તેં ગંગાની કુખને શોભાવી છે. તારી આવી ભીષણ પ્રતિજ્ઞાથી તારૂં નામ આજથી "ભીષ્મ" એ નામથી પ્રખ્યાત થશે." દેવતાઓએ ભીષ્મનાપર પુષ્પની વૃષ્ટિ કરી.

ભીષ્મની આ પ્રતિજ્ઞાથી સત્યવતી શરમિંદી થઇ ગઇ, તે મનમાંજ કહેવા લાગી કે; અહો! મનુષ્ય જાતિ જેને અતિ પ્રિય ગણે છે તેનો ત્યાગ કરીને પોતાનો ધર્મ બજાવવા માટે નિષ્કલંક જીવન ગાળવાની શરૂઆત કરનાર આ ભીષ્મને ધન્ય છે! અહો! શું તેની પિતૃભક્તિ! કેવો ધર્મચુસ્ત! પોતાના પિતાના સુખને માટે સર્વસ્વ ત્યાગ્યું! અહા! ગંગાને પણ ધન્ય છે! કે જેના ઉદરમાં આવું રત્ન પાકયું! સત્યવતીને આ પ્રમાણે વિચાર કરતી જોઇ ભીષ્મ બોલ્યો, માજી! શું વિચાર કરો છો? રથ તૈયાર છે! ચાલો, આપણે ઘેર જઇએ: સત્યવતીથી એક શબ્દ પણ બોલાયો નહિ.

શાન્તનુ કે જે ભીષ્મની પ્રતિજ્ઞાથી દિગ્મૂઢ બની ગયો હતો તે આ બનાવથી ઘણોજ ખુશી થયો અને ભીષ્મને કહ્યું, કે ધન્ય છે! પુત્ર! તેં મને સુખી કરવા માટે તારાં સર્વ સુખનો આ પ્રમાણે ભોગ આપ્યો છે; તેથી હું તારાપર બહુ પ્રસન્ન થયો છું, અને આશિર્વાદ આપુંછું કે; જ્યાં સુધી તને જીવવાની ઇચ્છા હશે, ત્યાં સુધી તારૂં મૃત્યુ થશે નહિ. હે નિષ્પાપ પુત્ર! તારી ઇચ્છા હશે ત્યારેજ તારૂં મૃત્યુ થશે.

આ રીતે ભીષ્મ હસ્તીનાપુરમાં ગયા. ત્યાં શાન્તનુ સત્યવતી સાથે સુખ ચેનથી રહેવા લાગ્યા.



## પ્રકરણ ૫

# સત્યવતીનો સંતાપ અને ભીષ્મને મળેલો શાપ.

વર્ષાઋતુના પ્રારંભમાં, દિલને રંજન કરે તેવી, એક રમણીય પુષ્પવાટિકાના મધ્ય સ્થાનમાં આવી રહેલા, આરસપહાણના સુંદર અને સુશોભિત મહેલના આગલા ભાગના છજ્જાની અગાસીમાં એક યુવતી રત્નજડિત સિંહાસન પર અઢેલી, રાજવંશી લીબાસમાં બેઠી હતી. તેનું મુખ કમળ વ્યાધિઅર્કના તાપથી કરમાઇ ગયું હોય, ને જાણે શોક સરિતાના વમળમાં ગોથાં ખાતી હોય, એમ તેનો પ્રતાપી ચહેરો નિહાળનાર મનુષ્યને દૃષ્ટિગોચર થતું હતું. તેનું મન જો કે સ્થીર નહોતું; તોપણ ગાઢી ચિંતાથી મુંઝાતું હતું. તે મન મુસાફરના મુંઝાતા છતાં, તેને તર્કશકિતરૂપી સૈનિકો ચોતરફ ઘેરીને ઉભી હતી. વળી તેનું આશા રૂપી વહાણ, સંસાર સિંધુમાં વહન કરતું હોય, તેમ તેની મુખ મુદ્રાપરથી સ્પષ્ટ જણાતું હતું. ઘડીમાં તે પોતાના સ્થાન પરથી ઉઠી આમતેમ ફેરા મારતી, તો ઘડીમાં આરામ ખુરશી પર બેસી ખભાને માથું અઢેલી કાંઇક ઊંડા વિચારમાં જણાતી એથી સ્પષ્ટ જણાતું હતું કે તેના મનની ચિંતા પ્રબળ છે.

પ્રિય વાચક! આ સ્ત્રી કોઇ બીજી નહિ, પરંતુ સત્યવતી છે. સત્યવતીને શાન્તનુ રાજાથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામના બે કુમારો અવતર્યા. મોટો કુમાર ચિત્રાંગદ જુવાનીમાં આવતાં પહેલાંજ, શાન્તનુ રાજા પંચત્વને પામ્યા, પિતાનાં મૃત્યુ પછી ભીષ્મે સત્યવતીની મરજીને અનુસરી, ચિત્રાંગદને રાજ્યાભિષેક કર્યો. ચિત્રાંગદ પોતાના

વીરપણાના અભિમાનને , સર્વ રાજાઓનું અપમાન કરતો હતો; તે કુરુક્ષેત્રમાં એક યક્ષની સાથે યુદ્ધ કરતાં માર્યો ગયો. ભીષ્મે તેની ઉત્તર ક્રિયા કરી, વિચિત્રવીર્યની ઉમ્મર નાની હતી, તોપણ તેને રાજ્યાભિષેક કર્યો. વિચિત્રવીર્ય ભીષ્મની આજ્ઞામાં રહી, રાજ્ય ચલાવવા લાગ્યો, અને ભીષ્મ સત્યવતીનો અનુમત લેઈ, ઓરમાન ભાઈનું પાલન કરવા લાગ્યો. વિચિત્રવીર્ય ઉમરે પહોંચ્યા છતાં, તેમનું સગપણ થયું નહિ. કારણ કે શાન્તનુ જ્યારથી સત્યવતીને પોતાની પત્ની તરીકે લાવ્યા, ત્યારથી તેને ક્ષત્રિયની જ્ઞાતિ બહાર મુકેલા છે; એટલે તેને કોઇ કન્યા આપતું નથી. કાશી રાજા પોતાની પુત્રીઓનો સ્વયંવર કરે છે; પરંતુ ભીષ્મને આમંત્રણ કરેલું નથી. ભીષ્મ એ વાત જાણતા છતાં કાંઇ કરતો નથી. સત્યવતીના દુઃખનું કારણ પણ તેજ છે. અરે રે! શું મારો પુત્ર કુંવારોજ રહેશે? અરે! જો તેમજ થાય, તો પછી વંશ વૃદ્ધિ શી રીતે થશે? અહા! મેં બિચારા ભીષ્મના સુખનું પણ સત્યાનાશ વાળ્યું. આ સઘળા દુઃખનું કારણ હુંજ છું! આ રીતે અનેક તર્ક વિતર્કો સત્યવતીને થયા કરતા હતા. અને તેનાજ પરિણામે આપણે ઉપર વાંચી ગયા એવી સ્થિતિમાં ગાંડી ઘેલી ફરતી હતી, એવામાં એકાએક તેમની પાસે બ્રહ્માના પુત્ર, અને વિષ્ણુ પરમાત્માને પ્રિય, એવા વીણાધારી નારદજી પધાર્યા. સત્યવતીએ ઘણાજ હર્ષથી મુનિનો આદર સત્કાર કર્યો, અને વિનય પૂર્વક કહેવા લાગી કે: મહારાજ! મારાં મહદ્‌ભાગ્ય કે આવે સમયે આપના જેવા પ્રભુના ભકત, મહર્ષિનાં દર્શન થયાં. મુનિની અર્ધ્યપાદ્યથી પૂજા કર્યા પછી, સત્યવતીએ નારદ પ્રત્યે કહ્યું, મહામુને! મારો પુત્ર વિચિત્રવીર્ય ઉમર લાયક થયા છતાં કુંવારોજ રહ્યો; કોઈ કન્યા આપતુંજ નથી. મુનીશ્વર! કહો હવે શો ઉપાય કરૂં?

" સત્યવતી! કાશીરાજા પોતાના [illegible] નો સ્વયંવર કરે છે, ત્યાં જવાથી કદાચ તમારી ઇચ્છા ફલિભૂત થશે." નારદે છેડતી કરી.

" હા, હું એ જાણુંછું. પરંતુ તેઓ તરફથી અમને કંકોત્રી બિલકુલ આવેલ નથી. એટલે ત્યાં જવાય શી રીતે?" સત્યવતીએ કહ્યું.

" શું! તમોને કંકોત્રી પણ લખી નથી? રામ! રામ! રામ! કેટલી બધી મગરૂરી? અફસોસ! શું તે ભીષ્મના પરાક્રમથી અજ્ઞાન છે? હા! પરંતુ સત્યવતી! ભીષ્મજી એ સંબંધમાં કેમ કાંઇ કરતા નથી? એ તો સર્વ વાતે સમર્થ છે!" નારદે અગ્નિમાં ઘી હોમ્યું.

" મુનીશ્વર! તમારૂં કહેવું યથાર્થ છે, પરંતુ ભીષ્મ તેમાં શું કરી શકે? સર્વ કારણનું મૂળ હુંજ છું. ભીષ્મ તો પોતાનાથી બનતું કરે છે. પરંતુ લાચાર કે અમો નાત બહાર છીએ!"

" એ સઘળું હું જાણુંછું અને તેથીજ મારે તમોને જણાવવું જોઇએ કે, જો તમો આ પ્રમાણે શાન્ત રહેશો, તો બીજા રાજાઓ પણ આ દાખલો લેઇ વારંવાર તમારૂં અપમાન કરશે. જો તમે આ તક જવા દેશો, તો પછી ગમે તેટલા ઉપાયો કર્યા છતાં પણ તમારો પુત્ર વરશેજ નહિ."

" ત્યારે શું કરવું જોઇએ; કૃપા કરી તમેજ રસ્તો બતાવો."

" શું કરવું? આવા હિચકારા શબ્દો શાન્તનુની પત્નીના મુખમાં ન શોભે! આવા હડહડતા અપમાનનો બદલો તો માત્ર કન્યાઓના હરણથીજ લેવો જોઇએ. ભીષ્મને ઉશ્કેરો, કન્યાઓનું હરણ કરવાની ભલામણ કરો."

" પરંતુ ભીષ્મ એ પ્રમાણે કરવાનું કબુલ કરશેજ નહિ તેનું કેમ?"

"ના? તમો ભી [illegible] નહિ ધારતાં; એ તમારા વચનનુ ઉલ્લંઘન કરશેજ નહિ. અવશ્ય તમારૂં વચન પાળશેજ. સત્યવતી! તમે તો જાણોજ છો કે ઇશ્વર સેવામાંથી પરવાર્યા પછી કોઇ પણ યાચકને ઇચ્છિત વર આપવાનો ભીષ્મનો હમેશનો નિયમ છે. તો તમો બરાબ તે વખત પર ત્યાં જાઓ, અને કન્યાનું હરણ કરવાનું વચન માગી લ્યો; ભીષ્મ અવશ્ય તમારૂં વચન પાળશેજ. પરંતુ યાદ રાખજો ભીષ્મ પાસે મારૂં નામ નહિ દેતાં, નહિ તો બાજી બગડી જશે."

"નહિ! નહિ! મુનીશ્વર! એ શું બોલોછો? તમારૂં નામ ભીષ્મ પાસે હું નહિજ આપું."

"વારૂ, ત્યારે હવે હું સ્વર્ગ તરફ જાઉંછું. જો જો, આ કાર્યમાં આળસ રાખશો તો પાછળથી પસ્તાવું પડશે; કારણ કે સ્વયંવર થવાને હવે થોડાજ દિવસો બાકી છે." આ રીતે વાક્યમાં સત્યવતીને વશ કરીને, તમાશાને તેડું મોકલવાની ખાતર, જરા પાણી ચઢાવી, વીણાધારી અંતરધ્યાન થયા.

મુનિના ગયા પછી સત્યવતીએ ભીષ્મના પૂજા સ્થાન તરફ વળી, ત્યાં જઇ જોયું તો હજુ ભીષ્મ પૂજનમાં રોકાયેલો હતો; એટલે બાજુના દિવાનખાનામાં આરામ ખુરશી પર બેઠી. થોડીવારે ભીષ્મ પૂજામાંથી પરવારી હમેશના નિયમ મુજબ દાન કરવાની ઇચ્છાએ દિવાનખાનામાં ગયો. પરંતુ ત્યાં કોઈપણ યાચક વર્ગને બદલે સત્યવતીને જોઇ, આથી ઘણા હર્ષથી દોડી પોતાની માતાને વંદન કર્યું. "માજી! મારાં મહદ્ભાગ્ય કે આજે આપનાં અત્રેજ દર્શન થયાં, ઇશ્વરની મારા પર કેટલી કૃપા! પરંતુ માજી, એકાએક આ વખતે આપનું પધારવાનું કારણ? અરે! પણ તમે તો દિલગીર જણાઓછો? શા માટે? શું આ